# સવાલ સંગ્રહ.

વકીલ તથા વકીલની પરીક્ષાના તેમજ
ડીપાર્ટમેંટની પરીક્ષાના ઉમેદવારો માટે
મુંબાઈ હાઈકોર્ટ તથા કાઠીયાવાડમાં થએલી
વકીલની પરીક્ષા તથા ડીપાર્ટમેંટની
પરીક્ષાના સવાલો ઉપરથી

પ્રસિદ્ધ કર્તા

**વકીલ દામોદરદાસ ભગવાનદાસ**
**મુરતી**

કાઠીઆવાડ વકીલ
પ્રાંત ઝાલાવાડ.

## અમદાવાદ.

માણેકચોક આગળ કાગદીઓળની સામે શા૦
હીરાભાઈ પુંજાસાના મકાનમાં "અમ
દાવાદ ટાઈમ્સ" પ્રેસમાં

કાળીદાસ સાકળચંદે છાપ્યો.

સને ૧૮૮૩ સંવત ૧૯૩૯

કીંમત રૂ૦-૧૨-૦

# પ્રસ્તાવના.



કાયદા પ્રકરણ ઉપરનું અધ્યન એ બેશક બીજા અ
ભ્યાસ કરતાં કઠણ છે. તેમાં મનની ગતી વધારે સ્થીર હો
વી જરૂરની છે તથા સ્મરણ શક્તિ તથા શમય સુચકતા અવ
શ્ય આધારત્વ છે. કાયદા સંબંધીનું નીરૂપણ સાધારણ વિ
ચારો સાથે સરખાવતાં કેવળ સ્તુતીપાત્ર છે કેમકે, હરેક
વિષય ઉપરના કાયદા ઈનસાફનું ખરૂં ધોરણ બતાવે છે, તથા
સાચુ અને જુઠું એ બંને એક બીજાથી જુદું પાડવાની મ
નની ગતીમાં વધારો કરે છે. દેશના તેમજ પ્રજાના સારવ
જનીક રીવાજનું જ્ઞાન આપે છે, તથા વધારે ઊંચી દ્રષ્ટી
એ જોતાં રાજ્ય કરતા તથા પ્રજાના હકો કેવી રીતે એ
ક બીજાથી જોડાએલા છે તેનું વરણન બતાવે છે એટલું
જ નહીં; પણ રાજ્ય કરતાની સરવોપરી સત્તા કાયદા કાનુ
નોમાં પ્રજાને અંગે કેટલી માયાળુ ભરેલી છે તે પણ સુ
ચવી આપે છે. આ ટુંકા વિશેષણથી સરવ મંડળીના મ
નુશ્યોના જાણ્યામાં આવશે કે કાયદાનું અનુસંધાન પ્રજા
ના હીત અરથે તથા સુખ અરથે હરેક જગાએ હોવુંજ જો
ઈએ. જે વારે રાજ્ય કરતાએ પોતાનું રાજ્ય નીતી તથા
રીતી અને એક નિષ્ટાથી ચલાવવા કાયદા તેમજ બીજા
ઈનસાફના ધોરણો ઘણી મેહેનતે પ્રગટ કરેલાં છે તો તે
નાથી વાકેફગારી મેળવવા માટે સરવ કેળવણી પામેલા
મનુશ્યની ફરજ છે કે તેનો અભ્યાસ હરદમ કરતાં રેહેવો
જોઈએ. ફકત પઈસા મેળવવા અરથેજ નહીં પણ, પોતા
ના ધંધામાં સાવચેતી રાખવા તથા કાયદાના નીયમ

તેમજ આધારથી ધંધો ચલાવવા સુગમતા પડે તે માટે પ
ણુ અભ્યાસની જરૂર વિશેશ રહી છે. એક વિદ્વાન જડ
જ મી૦ કુંબાલે કહ્યુ છે કે:—

Every man must be conversant with the laws with which they are immediately concerned:

"હરેક આદમીની ફરજ છે કે તેઓને હમેશ લા
ગું પડતા કાયદાઓથી માહીતગાર રેહેવુ જોઈએ."

આ ટુંકી કેહેવત બહુજ અમુલ્ય છે. હાલમાં કાય
દાના હીમાયતી એટલે બારીસ્ટર, સોલીસીટર, પ્લીડર
થા વકીલ વિગેરે જેઓએ કાયદાનું જોઈએ તેવુ જ્ઞાન મ
ળવી સનંદથી અગર બાદશાહી ફરમાનથી કુશળતાનો હક
મળેલો છે તેઓ ખરેખરા કાયદા સબંધી વિચાર તથા સલા
હ બતાવવા કુશળ અને લાયક ગણવામાં આવ્યા
થા ઇનસાફની કોરટે તેઓને માન સાથે કોરટના
દના રૂપમાં ખરેખરા મદદગાર ગણેલા છે, આ હોદો
પકી તેમજ અભ્યાસ અને ઊંચી કેળવણીના આધારે
ચડતો ઉતરતો મળે છે. અને તે પ્રાપ્ત કરવા સારૂ કાયદા
તેમજ કાનુનનું અધ્યયન કરવાની જરૂર પડે છે. જેઓ
પોતાનો ધંધો માત્ર આ વિષય ઉપર રાખે છે તે હરદમ
હર વખતે હરેક દેશમાં નવા થતા કાયદાનો હમેશ અભ્યા
સ રાખે છે પણ જેઓ બીજા ધંધામાં રોકાયા હોય તેઓ
માત્ર ખપ પડતી માહીતી રાખે છે.

ઉપર પ્રમાણે મહત્વ પણ કાયદા સંબંધી રેહેલું છે,
માટે તેનો અભ્યાસ ખરા મનથી તેમજ મેહેનતથી તેમ
જ દ્રઢ વિચારથી કરવો જોઈએ. માત્ર અભ્યાસ કાયદાનું
ખરૂ તત્વ સુચવી શકતો નથી પણ, તેના સંબંધી નીયમો

જે અતિ વિસ્તાર રૂપે જુદા જુદા ગુણોમાં રહેલા છે તે
નો અનુભવ લીધાથી માલમ પડે છે. હાલમાં કેળવણી
ના નિયમ મુજબ લાયકી તેમજ અભ્યાસની ગણના સવાલ
જવાબના નિયમથી ગુણ ઉપર થાયછે તે વારે તે ધારણ
આપણે હાથમાં લેવું જોઈએ કે જેથી ધારેલા યત્નમાંપા
ર પડી શકવા હરકત ઉત્પન્ન થાય નહીં. આ કારણથી આ
કાયદાના વિષય ઉપર અનુભવી તેમજ વિદ્વાન માહા પુરૂ
શોએ પોતાના મનથી તથા મતથી કાયદાની યોજના ધ્યા
નમાં રાખી વખતો વખત કાયદા વિષય ઉપરની થતી જુ
દી જુદી પરિક્ષામાં જે જે સવાલો ઉમેદવારોને પુછવા સા
રૂ મુકવામાં આવ્યા હોય તેનો સંગ્રહ કરી રાખ્યો હોયતો
તે પરીક્ષામાં જનારા ઉમેદવારને પરીક્ષાનું ધારણ તથા સ
વાલની ચોકતશા કરવા તથા તેની શૈલી જાણવા ઘણું
જ અગત્યનું છે એવું ધારી આ વખતે એક લઘુ ગ્રંથ વ
કીલની પરીક્ષાના "સવાલ સંગ્રહ" એ નામની ચોપડી સ
રવવિ્રજન રૂબરૂ મુકવા ચાહુ છું.

"સવાલ સંગ્રહ" પ્રસીદ્ધ કરવાનો માહારો વિચાર એ
કદમ ટુંકી મુદતમાં ઉપડી આવ્યો તેનું માત્ર કારણ એટલું
જ બનેલું છે કે હાલમાં કાઠીઆવાડમાં આ ચાલતા વ
રષના સપટેબર માસની ૧૭ મી તારીખે વકીલની પરીક્ષા
થવાની છે અને કાઠીઆવાડ ગુજરાત તથા બીજા ભાગો
માંથી જથાબંધ ઉમેદવારો આ કારચ સાધનમાં ભેળા થવા
નાં છે. આ પરીક્ષામાં કાયદા સંબંધીનું ધારણ કાઠીયાવા
ડ પોલીટીકલ એજન્સી તરફથી તા૦ ૨૦ મી જુન સન
૧૮૭૩ના રોજે જે પ્રસીદ્ધ થએલું છે તે અનવયે ઉમેદવા
રોએ અભ્યાસની મેહેનત રાખી હશે પરંતુ તે ધારણની
સાથે આધાર રાખતા બીજા ફોજદારી પ્રકરણના તેમજ દી

બાની પ્રકરણના ઘણા કાયદાઓ છે તે પણ ધ્યાનમાં રાખવા તેમજ જાણવા જરૂરના છે. પરંતુ જે વારે ઉપર દરશાવેલા ધારાના આધારે ફકત કાઠીઆવાડના ભાગમાં લાગુ પડતા અવશ્ય કાયદા મેહેરબાન પોલીટીકલ એજન્ટ સાહેબે ફરમાવેલા છે તે વારે ઉમેદવારોનું ધ્યાન હવે ટુંકી મુદતમાં જોઈએ તેવી રીતે તે પરચુરણ બાબત ઉપર ખેંચાવવુ મુશકેલછે. બીજી રીતે જોતાં આ પરીક્ષામાં મોટાના સવાલ પુછી અગર ચોપડીની મદદથી સવાલના જવાબ લેવા પરીક્ષકોની મુખત્યારી છે તેથી એકજ અનુક્રમ ઉપર પરીક્ષાના સવાલોનું ધોરણ નીમેલા ધારાં મુજબ રહેવું મુશકેલ છે. આવી રીતે પરીક્ષામાં જનારા ઉમેદવારોને ઘણી રીતે પોતાનું મન પુખ્ત રાખી કાયદા વિષય ઉપરના અવશ્ય નીયમો જાણવા જરૂર છે તેથી પરીક્ષામાં કેવાં ધોરણ તથા કલ્પના તથા મનોયત્ન તથા હકીકત તથા મુદ્દાઓ ઉપર સવાલ ઉમેદવારોને સારૂ પરિક્ષક તરફથી ઘડી કાઢવામાં આવે છે તે પદ્ધતી જાણવા માટે ઉમેદવારોને પોતાની પરીક્ષામાં આ સવાલ સંગ્રહનું ધોરણ એક મોટુ અગત્યનું સાહીત્ય થઈ પડશે. વિશેષ રીતે એ શાહીત્ય એટલું બધું વજનદાર છે કે ઘણા અનુભવી આદમી પોતે હમેશ આ પ્રમાણે નીકળતા સવાલો વાંચી ધ્યાનમાં રાખે છે કેમકે તેમ કરવાથી કાયદા વિષય ઉપરના કઠણ અભ્યાસોથી તેના ખુલાસા કરવા સેહેલા તથા સુગમ પડે છે. ઘણી વખત એવું પણ બને છે કે સવાલોનું જ્ઞાન થવાથી એકાદો સવાલ ધારેલી પરીક્ષામાં તેને ઘણો અનુકુળ થઈ પુરેપુરી મારક (ગુણ) મેળવી આપે છે, તથા સંતોષકારક જવાબ લખવાથી પરીક્ષકોને ઉમેદવારની માહીતી વિશે વધું ખાત્રી થાય છે. ફકત એકલા કાયદાનો

અભ્યાશ પરીક્ષા સારૂ બસ નથી એમ હું મારી ટુંકી મ
તીથી કહુ છું અને તે સરવ વિદ્વજન સ્વીકારશે એ
વી ઉમેદ રાખુ છું. પરિક્ષામાં નીકળતા સવાલોનું ધોરણ
જેઓ જાણતા નથી તેઓ ઘણો અભ્યાસ કરયા છતાં પ
ણ ફતે પામ્યા નથી એવા ઘણા દાખલા બનેલા છે. એ
જ રીતે જેઓએ ઘણી પરીક્ષામાં પુછવામાં આવેલા સ
વાલો ધ્યાનમાં રાખ્યાથી, માન સાથે પરીક્ષામાં ફતે મેળ
વેલી છે એવા પણ દાખલા બનેલા છે. આ હકીકતથી
એમ કેહેવાનો હેતુ નથી કે જોઈતા વિષયનો અભ્યાસ ન
કરવો, અગર સવાલનામાંજ તઇયાર કરવાં. પણ અભ્યા
સ સાથે સવાલનામાની મદદ લેવાથી પોતે કરેલા અભ્યાસ
ની ખાત્રી તરતજ બતાવી આપે છે, કેમકે પુરણ અભ્યા
સ થયો હોય તો એકાદો સવાલ વાંચવાથી મનોયત્ન વડે
તે સવાલ નીરાકરણ કરતાં વાર લાગતી નથી. આપણે જે
વાંચ્યુ હોય અથવા આપણને જે ઇયાદ હોય તેનાજ સવા
લ પરીક્ષામાં આવશે એ કેહેવું અસંભવીત છે પણ સવા
લ રૂપે વાંચેલું નહીં હોય અગર વાંચ્યુ હોય પણ તે સમ
જવામાં નહીં આવ્યું હોય તો તે બાબતના સવાલોના જ
વાબ આપવા ઉમેદવારોને હરદમ ઘણી મેહેનત પડે છે અ
ને તેમ થવાથી પરીક્ષામાં આપેલો વખત વીતી જવાથી
ઘણા સવાલોના જવાબ લખ્યા વીના રહી જાય છે અને
તેથી ઉમેદવારોને આખર પસ્તાવો કરવાની જરૂર પડે છે.
મારે સલાહ આપવી એ યોગ્ય નથી તોપણ વાંચનારને ન
મ્રતા સાથે કેહેવા જરૂર છે કે જોઈતો અભ્યાસ કાયદાનો
કરયા બાદ ઉમેદવારે પોતાના મીત્ર સાથે સવાલો પુછી
અભ્યાસ કરેલી બાબતોના સામ સામા જવાબ લેઈ સીદ્ધ
કરી હોય તો તે વાત કદી પણ સ્મરણ બાહાર જતી ન

થી તથા જવાબની ખામી હોય તો તે પુરી કરવા સારૂ ચો પડીની મદદ તરત હાથ ઉપર રાખવાથી ખરેખરૂ નીરાકરણ થવામાં હરકત આવતી નથી. જો એકજ પ્રકરણ ઉપર ઉમેદવારોને અભ્યાસ કરવાનો હોય તો ફતેહ સાથે તે વાતને પોહોચી શકવા હરકત નથી પણ કાયદા પ્રકરણ જેવો માહોટો પ્રઉઢ વિષય પ્રશ્નોત્તર કર્યા શિવાય જીભાગ્રે રેહેવો ઘણો મુશકેલ છે. આ કારણથી ટુંકાણમાં એટલું કેહેવા બસ છે કે હરેક કાયદાના વિદ્યાર્થીઓએ પ્રશ્નોત્તરનો મારો છેક પરીક્ષાના દિવશ સુધી રાખવો અવશ્યનો છે.

આ કારણસર માહારાથી બને તેટલી પરીક્ષાના સવાલોનો સંગ્રહ કરી આ લઘુ ગ્રંથમાં પ્રસીદ્ધ કરેલા છે અને તેમાં મુંબાઈ હાઈકોરટના વકીલોની પરીક્ષાના, તેમજ ડીસ્ટ્રીકટ વકીલની પરીક્ષાના, તેમજ માજીસ્ટ્રેટની પરીક્ષાના તથા કાઠીઆવાડ વકીલની પરીક્ષાના સવાલો જે મને હાથ આવી શકયા છે તે દાખલ કરેલા છે. કાયદાઓમાં ફેરફાર થવાથી, જુના કાયદા બદલે તે જગાએ નવા કાયદાની કલમ સવાલમાં ફેરફાર કરી લખવામાં આવી છે, તથા નવા સવાલો પણ ઘડીને તેમાં ભેળી દેવામાં આવ્યા છે. સદરહુ પરીક્ષાના સવાલો સાલવાર હતા તે ઉપરથી સાલ કાઢી નાખી સુગમતા માટે, તેનાં પ્રકરણો કરી જુદાં જુદાં રાખવામાં આવ્યાં છે. જેમકે દીવાની આકટ સાથે રજીષ્ટરનો તેમજ મુદતના કાયદાના સવાલ હોય તો, તે દીવાની પ્રકરણમાં દાખલ કરેલા છે. તેમજ ફોજદારી પ્રકરણ જુદુ રાખી તેને લગતા સવાલો તેમાંજ જોડી રાખવામાં આવ્યા છે. હિન્દુશાસ્ત્રનું પ્રકરણ પણ જુદુજ કરયું છે. તથા કરારશાસ્ત્ર તથા પુરાવાના આકટના સવાલ પણ જુદાજ પ્રકરણમાં રાખેલા છે.

ઉપરની હકીકત સાથે એટલી પણ મારી વિનંતી સરવ ઉમેદવારોને ધ્યાનમાં રહેશે કે સવાલો ઉપર મારક (ગુણ) થતી પરીક્ષાના પરીક્ષકો તરફથી જે આપવામાં આવે છે તે ફકત જવાબ ઉપર આધાર રાખે છે એમ નથી પણ હરેક સવાલના જવાબો કારણો સહીત વિસ્તાર થી અને આધારથી તથા કાયદાની કલમ સાથે રાખી આપ્યા હોય તો ગુણની ગણના વધારે સારી રીતે કરવામાં આવે છે તથા પ્રશ્નોતરની તુલના કરવા સારૂ પરીક્ષક ગુણ દોશ ઉપર હમેશ વધારે ધ્યાન આપે છે. એવી રીતે સવાલોના જવાબ હરેક પરીક્ષામાં જરૂર છે અને એજ હેતુ પાર પાડવા માટે પરીક્ષાના સવાલપત્ર ઉપર લખવામાં આવેલું હોય છે કે "કારણો સહીત જવાબ આપવા". આ નીયમ હરેક ઉમેદવારોએ પરીક્ષામાં સાચવવો અવશ્ય છે અને ભુલી જવાથી પુર્ણ અભ્યાસી કેટલીએક વખત પરીક્ષામાં નીશફળ થએલા છે. આ નીયમની યોજના કરવા માટે સવાલ સંગ્રહમાં આપેલા સવાલોનું થોડુ અવલોકન કરવાથી સીદ્ધ થશે કે કારણો વિનાનો જવાબ માત્ર સુચક છે; તેથી હરેક ઉમેદવારે આ વાત મનમાં ઠસાવી રાખવા યત્ન કરવો.

માહારો વિચાર ઘણા સવાલનામાનો સોધ કરી આ ગ્રંથ લંબાવવાનો હતો, પરંતુ કેટલાએક મિત્ર તરફના આગ્રહને લીધે જેટલા સવાલો હાથ આવ્યા, તે તથા બીજા ઈંગ્રેજી સવાલોના તરજુમા કરવાનું કામબંધ કરી, જલદી થી જેટલું બન્યુ તેટલું પ્રસીદ્ધ કરવા ઉપર ધ્યાન ખેંચાયુછે. બીજી રીતે જોતાં પરીક્ષાનો વખત નજદીક છે, અને થતા ઉમેદવારોને આ લઘુ ગ્રંથનો લાભ જે કે અભ્યાસરૂપનો નથી, પણ પ્રસંગોપાત ફકત પ્રશ્નોતરનો છે તે રહી જશે

એવું ધારી જેમ બને તેમ જલદીથી છપાવી બાહાર પાડવામાં આવ્યો છે. આ પ્રમાણે ટુંકી પણ અગત્યની વિનંતી સુજ્ઞ જનોને કરચા બાદ સવાલ સંગ્રહ આ સાથે જોડી દેવામાં આવ્યો છે:—



# પ્રકરણ ૧ લું.

—✤—

## હિંદુશાસ્ત્ર તથા મુસલમાની સરેહ.

✤ **અ** નામનો એક હિન્દુ ક્રિસ્ચીઅન થાય છે. આ પ્રમાણે ધરમ બદલવાની **અ** ની કાયદાસર સ્થીતીમાં શું ફેરફાર થશે?

✤ લખેલાં મુકરર કાયદાનાં ધારણ વીરૂધ એકાદો રીવાજ હોય તો, તે અમલમાં આવી શકે ખરો? જો આવી શકે તો કાયદા મુજબ તે રીવાજ અમલમાં આવી શકે એવા આધાર બતાવો.

(ક) **અ** પોતાનાં બાપ **બ** ઉપર વડીલોપારજીત મીલકતની વેહેંચણ કરવા દાવો કરે છે. **બ** એવી દલીલ કરે છે, અને સાબીત કરે છે કે, પાછલી ચાર પેહેડી થયાં માહારા કુટુંબમાં એવો રીવાજ છે કે વડીલોપારજીત મીલકતની વેહેંચણ થતી નથી પણ જે આદમી મુખી હોય તે વહીવટ કરી બીજાઓને ફકત જીવાઈ આપવામાં આવે છે; તમે **અ** નો દાવો અપાવશો?

✤ કઈ જાતની મીલકત વડીલોપારજીત છે તથા કઈ

જાતની મીલકત સ્વસંપાદીત છે?

(૧) માના તરફથી વારસામાં ઉતરેલી મીલકત હિન્દુશાસ્ત્ર મુજબ કયા વરગમાં દાખલ થઈ શકે; તથા અવીભકત કુટંબના એક વહીવટ કરનાર આદમીએ અવીભકત મીલકત વેચેલી હોય; તે મીલકત કોઈ સહભાગીદારોએ વેચાણ રાખી હોય તો તે મીલકત કયા વરગમાં મુકી શકાય છે?

✤ બાપે કરજ કરેલું હોય તો કરજ અદા કરવાના કામમાં વડીલોપારજીત મીલકત વેચવામાં આવી હોય તો તે વેચાણ બંધ રાખવા અથવા રદ કરવા હીન્દુશાસ્ત્ર મુજબ કીયો નીયમ છે તે વીસ્તારથી બતાવો?

✤ એક કરતાં વધારે વીધવા મુકી એક હીન્દુ મરણ પામ્યો છે, તો તેનાં મરનાર ધણીની મીલકત ઉપર વીધવાના દરએકના શું હકો છે?

(અ) એમ ધારો કે વીધવાઓના મરણ પછી કોઈ વારસદાર થઈ શકે એમ નથી તો મીલકત ઉપર વીધવાના હકમાં કેવી અસર થશે?

✤ દત્તક લેવા સંબંધીમાં પશ્ચિમ હિંદુસ્થાનમાં શું મુખ્ય નીયમો છે?

(૧) એક બ્રાહ્મણ બ્હેનના છોકરાને દત્તક લે છે

(૨) એક છોકરાને એવી સરતથી દત્તક લીધ કે તેણે પોતાની સાવકી માના કહયા મુજબ ચાલવું અને તે મુજબ નહી ચાલે તો દત્તકને વારસામાંથી બાતલ કરવો;

(૩) એક આદમી જેનો પોતાનો છોકરો ન્યાત બાહાર થએલો છે તે છોકરો દત્તક લે છે; ઉપર દરસાવેલા કામમાં દત્તક ખરો ઠરશે?

✤ अ ને કોઈ વારસ નથી પણ ફકત ब તથા क એ પ્રમાણે પોતાની બે વીધવા છે તથા બે દિકરીઓ છે. ब જેના કબજામાં પોતાના મરનાર ધણીની સઘળી મીલકત હતી તે પોતાની ब ની બે દીકરી તથા क ને મુકી મરણ પામે છે. क ના ઉપર બભીચારનું તોહોમત આવ્યાથી ન્યાત બાહાર થઈ છે. તો સવાલ એવો છે કે अ ની મીલકત ઉપર તેની બે દીકરી તેમજ क નો શું હક છે?

✤ એક બાપે પોતાના બે છોકરા જોડે એવો ઠરાવ કરયો કે આપણે સહીઆરી મીલકત અ મુક મુકરર ભાગે હવે પછી ભોગવવી. મીલકતની વેહેચણ થતી નથી. પછીથી બંને છોકરા મરણ પામે છે. સહરહુ બને છોકરાની વીધવા ઓરતો પોતાના મરનાર ધણીની મીલકત કબજામાં લેવા દાવો કરી શકશે?

✤ એક સંતતી વીનાની વીધવા પોતાના ધણીના શ્રાધને દીવસે એક બ્રાહ્મણને સ્થાવર મીલકતમાંનો થોડો ભાગ આપી દેછે. ત્યાર બાદ તે વિધવા એક દત્તક લે છે. દત્તક છોકરો તે મીલકત પાછી લઈ શકે છે?

✤ એક હીંદુ નામે अ પોતાની છોકરીએ દત્તક રાખેલો છોકરો ब તથા પોતાનો અનઉરસ છોકરો क અને પોતાના ભાઈનો છોકરો ड ને મુકી મરી જાયછે તો अ ની મિકલત કોને પોહોચશે?

✤ હિંદુ તેમજ મુસલમાનના કાયદામાં વારશો મળવાને અયોગ્ય થવાનાં મુખ્ય કારણે કયાં છે? વારસો મળવાને અયોગ્ય થએલા માણસની બાયડીઓ તથા છોકરાઓ તથા છોકરીઓ દરેકના કેવા હકો હિંદુશાસ્ત્ર મુજબ છે?

✤ હિંદુશાસ્ત્ર મુજબ વારશો લેવાને અયોગ્ય થએલો વારસ અથવા સગીર દત્તક લઈ શકે અથવા લેવા અખત્યાર આપી શકે?

✤ એક હિંદુ પોતાની પાછળ પોતાનો એક વિભકત થએલો સગો ભાઈ તથા સંસૃષ્ટ થએલો ભાઈ મુકી મરી જાય છે તો આ હયાત રહેલા માણસોના શા હકો પોહોચે છે તથા કોના પોહોચે છે?

✤ કબજો આપ્યા સિવાય હિંદુશાસ્ત્ર મુજબ બક્ષીસ, ગીરો તથા વેચાણ ખરાં ગણાય છે? જો ખરાં ગણાય તો કયા કામમાં? જે આદમીએ બક્ષીસ આપી હોય તે બક્ષીસ પાછી લઈ શકે અને જો લઈ શકે તો કેવારે?

✤ હીન્દુ સગીર ઉમરનો કયાંહાં સુધી ગણાય છે? કોઈ હીન્દુ સગીરનો વાલી કોણ નીમાસે? તથા સગીરની મીલકત સંબંધે વાલીના શા શા હક અથવા અખત્યાર રહેલા છે?

✤ હીન્દુશાસ્ત્ર મુજબ કઈ કઈ મીલકતના વીભાગ થઈ શકે છે તથા કઈ મીલકતના વીભાગ થતા નથી? જે મીલકત જાતે વેંહેચી શકાતી નથી તેના ભાગ શી રીતે કરવા? વેહેચણ કરવા કોણ હકદાર છે તથા વેહેચણ વખતે શું મુખ્ય જોવાનું છે?

✤ હીન્દુશાસ્ત્રના આધારે એક આદમી એરે કલુદેવુ બી

જાએ આપવા વીશેનો નીયમ શા કારણથી ઉત્પન થએલો છે, તથા આપણી ઈનસાફની કોરટમાં તેવું દેવું આપવા વીશે શી મરીયાદા છે?

✤ એક મરનાર સહુવારસે કરેલું દેવું પાછુ અદા કરવા સારૂ હીન્દુશાસ્ત્રનો શો નીયમ છે?

✤ મીલકત ઉપરથી હીન્દુ વીધવાની ખોરાકીપોશાકી લે વાનો હક કેવી રીતે રહેલો છે? એક ખરીદદારના હાથમાં મીલકત ગઈ છતાં તે ઉપર વીધવા પોતાની ખોરાકીનો હક અમલમાં લાવી શકશે?

✤ લગનના હકો અમલમાં લાવવા માટે મુસલમાન ધણી દાવો કરે તો, દીવાની કોરટમાં ચાલી શકે? જો ચાલી શકે તો આવા દાવામાં કેવી હકીકત હોવી જોઈએ તથા કેવી હકીકત હોય તો મુસલમાન ઓરતને તેના ધણીને ઘેર નહી જવાને હુકમ કરી શકે?

✤ મરનાર બાપનું કરેલું દેવું હિંદુએ આપવા શી જવાબદારી રહેલી છે? એક હિંદુ બાપ પોતાના છોકરા સાથે અવિભકત રહીને, પોતાનું ખાનગી અને પોતાના કામ વાસ્તે દેવું કરેછે, અને તેમાં લેણીઆતે મળવેલાં હુકમનામાની બજાવણીમાં વડીલોપારજીત સઘળી મિલકત વેચાઈ છે, તો હવે મિલકત ખરીદ કરનારના કેવા હકો છે? એમ ધારો કે છોકરાએ પોતે જાતે કરેલા કરજમાં મિલકત વેચાય તો તે ખરીદદારને શું હકો તથા ઈલાજ રહેલા છે? વળી એમ ધારો કે છોકરો મરી ગયા પછી મિલકતનું વેચાણ કોરટ તરફથી કરવામાં આવ્યુ છે તો, આ હકીકતથી ખરીદદારના હકમાં કાંઈ ફેરફાર થાય છે?

✤ બન્ને ભાઈએ પોતાનો હક એકઠો કરી મજમુ થયા,

તેમાંથી એક ભાઈ પોતાના ખાનગી વાપર માટે કાંઈ કરજ કરી મરી ગયો તો, જીવતો જે ભાઈ રહ્યો તેની શી જવાબદારી છે?

❀ કોઈ એક હિંદુની મિલકત ઉપર પોતાની બહેનને, પોતાની માને તથા પોતાની છોકરીને અથવા પોતાની વિધવાને અથવા પીત્રાઈ કાકીને વારસાનો હક કેવારે મળે છે? આ સખસો હરેકને કેવી મિલકત મળે? વડીલોપારજીત સ્થાવર તથા જંગમ મિલકતનું વસીયતનામું હિંદુ બાપને કરવા કયો અધિકાર છે?

❀ ગોત્રજ સપીન્ડ તથા બંધુ કોણ ગણાય?

(૧) **अ** તથા **ब** બંને ભાઈ મજીઆરા છે. **अ** છોકરા વીના **ब** ની અગાડી મરી જાય છે. પછીથી **ब** પોતાની એક દીકરી તથા વિભકત થએલો ભત્રીજો મુકી મરી ગયો છે તો, **अ** તથા **ब**ની એકત્ર મિલકત ઉપર હયાત રહેલા સખસોના શું હકો છે? એમ ધારો કે **ब**, **अ** જીવતાં મરી ગયો હોત તો તે હકીકતથી કાંઈ ફેરફાર થાત?

❀ હિંદુશાસ્ત્ર તથા મુસલમાની શાસ્ત્ર મુજબ જુદી જુદી જાતની મિલકતનું વરણન કરો? જેષ્ઠાત્વના હક ઉપર હિંદુશાસ્ત્રનો કેવો નીયમ છે? વેંહેચણ એટલે શું? વેંહેચણનો દાવો કોણ કરી શકે? તે દાવો કેવારે અને કઈ મિલકતનો કરી શકાય?

❀ હિંદુ તેમજ મુસલમાની શાસ્ત્ર મુજબ ઉતરાધિકાર વિશે શું પ્રતિબંધ છે?

❀ "બીનવારસી" મિલકત એટલે શું? અને તે કેવારે

થાય છે?

❀ હિંદુશાસ્ત્ર મુજબ વારસા ઉપર કયા કયા હકો રહેલા છે? કેવી હકીકત હોય તો વડીલોપારજીત મિલકત માંથી ભરણ પોષણ લેવા બાપ ઉપર તેનો દીકરો ફરીયાદ કરી શકે?

❀ પોતાના ધણીના કરજનું હુકમનામું લેણીઆતે મેળવ્યું હોય તે હુકમનામામાં મિલકતનું લીલામ થતાં જે ખરીદદાર થાય, તેના ઉપર વીધવાને ખોરાકીપોશાકી લેવાનો હક પોહોચી શકે છે? પોતીકા ધણીથી જુદી રેહેતી હતી તે વખતે એક બઈરીએ જરૂરીઆત કામસર કરેલા કરજની તે જવાબદાર થઈ શકે છે? જો થાય તો કેવી હકીકત હોય તો તથા કેટલે દરજે?

❀ હીન્દુશાસ્ત્ર પ્રમાણે કેટલી પેહેઢી સુધી એક લોહીના કારણથી લગ્ન કરવા પ્રતીબંધ છે?

(૧) હીન્દુશાસ્ત્ર પ્રમાણે જેવારે થએલ લગ્ન ખોટું ઠરાવવામાં આવેતો, ધણી તથા ધણીનાં કુટંબીઓની શી જવાબદારી તથા કરતવ્ય કામ રહેલાં છે?

(૨) એક બ્રાહ્મણ પોતાની બ્હેનની છોકરી પરણ્યા પછી મરી ગયો. પછી તે વિધવાએ પોતાના ભાઈને દત્તક લીધો. આ દત્તક કાયદાસર ગણાશે?

(૩) કુંવારો તથા રાંડેલો દત્તક લેઈ શકે છે?

(૪) એક શુદ્ર જાતીનાએ દત્તક લીધો છે. ત્યાર પછી તેને એક પાટબઈરીથી છોકરો થયો. ત્યાર પછી એક છોકરો અને છોકરી પ્ર-

થમ પરણેલી બાપડીથી થયાં છે અને છે-
વટ એક નાયકાને છોકરો થયો. તો બાપ
ની મિલકત ઉપર છોકરાઓના કેવા હક્કો
રહેલા છે?

- એક અવિભકત હિંદુ ત્રણ છોકરી अ, ब તથા क મુકી મરી ગયો છે. अ પરણેલી છે. ब ને બે છોકરા છે તથા સધનછે. क પરણેલીછે પણ નીરધન છે તથા કંઈ છોકરાં નથી. તો સવાલ એવોછે કે अ, ब તથા क કઈ મિલકતના દરેક હકદાર છે?
- મુસલમાની સરે મુજબ લગન, વેચાણ તથા બક્ષીસ કરવામાં શું અવશ્ય સરતો હોય છે? મુસલમાન તથા હિંદુઓમાં છેડો છુટકારો કરવા વિશેના શું નીયમો છે? તલાક આપેલી પોતાની ઓરત સાથે પોતે ફરી લગન કરી શકેછે? 'મેહેર' એટલે શું અને તે કે વારે અને કોની પાસેથી લઈ શકાય છે?
- જેષ્ટત્વના હકનો નીયમ વારસા પ્રકરણમાં કેવી રીતે રહેલો છે?
- એક બ્રાહ્મણ જાતીની સ્ત્રી વિધવા થઈ તે વખતે તેના કબજામાં પોતાના મરનાર ધણીની સ્થાવર જંગમ મીલકત હતી. આ વિધવા સ્ત્રી જો વ્યભીચારણી થાય અગર ધરમ બદલે અથવા મુસલમાની થાય તો તેના વારસાના હકમાં કાંઈ ફેરફાર થાય ખરો? જો તે બાઈના ભત્રીજા તકરાર કરે તો મરનારની મીલકત કોને મળે?
- વિધવા સ્ત્રીને સ્થાવર જંગમ મીલકતની વ્યવસ્થા કરવાનો કેટલો અધીકાર છે તે ખુલાસાથી વરણવો. એ વિધવા મીલકત બક્ષીસ કરી શકે અગર ધરમ કરી

શકે?

✤ એક હિંદુ, બે વિધવા સ્ત્રી, નાતરાની ઓરતનો આંગ
જીયાત દિકરો તથા પરણેત ઓરતની ત્રણ દિકરી તથા
પોતાની બ્હેન અને બાપ એટલાને હયાત મુકી મરી
ગયો તો તેની મીલકતના વારસાની વેહેંચણ કરો?

✤ એક પતીત થયેલો છોકરો પોતાના બાપની વડીલો પા
રજીત મિલકત તથા સ્વસંપાદીત મીલકત પોતાના
હિસા મુજબ વેહેંચી લેવા કેહે છે તો દાવો ચાલી
શકે છે?

✤ વડીલોપારજીત મીલકત તથા મેહેનતથી મેળવેલી મી
કલતનું વસીયતનામુ કાયદાસર છે કે નહી?

✤ એક શ્રીમાળી બ્રાહ્મણ પોતે પોતાની ન્યાતની ઓરત
પરણેલો છે. બીજી સુદ્રની બાયડી રખાત રાખી છે.
ત્રીજી શ્રીમાળી જાતની એક સ્ત્રી નાતરૂ કરી લાવ્યો
છે. આ ત્રણ સ્ત્રીઓને છોકરાં તથા છોકરી હોય તો
વારસાનો નિયમ કયા અનુક્રમે તેઓને પોહોચશે.

✤ એક વિધવા સ્ત્રી મરણ પામી છે. ફકત તેને બ્હેનની
છોકરી છે તેને તેણે નાહાનપણથી ઉછેરી દિકરી ક
રી રાખી છે. એક ભત્રીજાનો દિકરો બ્હેરો અને વી
સ વરસની ઉમરે આંધળો થઓ છે તથા પોતાના
ધણીનો એક ભાઈ વિભકતપણામાં પરદેશ ગયેલો છે
તો હવે એ વિધવાના મરણ થવાથી; વારસ કોણ થઈ
શકે?

✤ એક મરનાર હિન્દુએ પુત્ર નહીં હોવાથી દત્તક લીધો,
ત્યાર બાદ તેને બે પુત્ર થાય છે તો દત્તકને વારસો
મળવા શું અધીકાર છે?

✤ એક હિન્દુ વિધવા સ્ત્રીના કબજામાં કેટલીએક સ્થાવ

ર મીલકત છે તે મીલકત તેના ધણીના ઉપર થએલા હુકમનામાથી કોરટ હરરાજ કરે છે તો વિધવાની ખોરાકી પોશાકીનો હક આ મીલકતનો ખરીદદાર હિંદુશાસ્ત્રના આધારે આપે કે નહીં?

- બાપ મીકલતની વેહેચણ કેવારે કરી શકે? જો વેહેચણ કરવાની એક છોકરો બાપને જરૂર પાડે તો તે થઈ શકે કે નહીં અને થાય તો કેવારે?
- મરનારનો વારશો કોને કોને પોહોચે છે?
- સમાનોદક કોને કેહેવા, બંધુ કોને કેહેવાય તથા સપિન્ડ કોને કેહેવાય?
- સપિન્ડ તથા સમાનોદકના વારસામાં કંઈ ફેરફાર છે?
- સ્ત્રી વરગમાં સ્ત્રી ધનના કોણ કોણ વારસ છે? સધન તેમજ નીરધન તથા મોટી તેમજ નાહાની દિકરીઓના કારણથી વારસામાં શું ફેરફાર થાય છે?
- સન્યાસીનો વારસ કોણ થઈ શકે?
- રાજ્ય કરતા (રાજા) કેવારે વારસ થઈ શકે?
- એક પરણેલી સ્ત્રીને લગન વખતે તેના બાપ તથા મા તથા ભાઈ તરફથી કેટલીએક મીલકત મળેલી છે તો તે સ્ત્રીની મીલકતના વારસોનો અનુક્રમ બતાવો?
- બાપ તથા મા બંને જીવતાં હોય તો તે બેમાંથી પ્રથમ કોણ વારસ ગણાશે?
- ઉતરાધિકાર તથા વારસો એ બે વચ્ચે કંઈ અન્ય ભેદ છે અથવા છે તો તે ખુલાસાવાર બતાવો?
- અ નામનો એક અજ્ઞાન હિંદુ છે. તે જ્યારે ૧૨ વરસનો થયો, ત્યારે તેને એક ઘર તથા કેટલાએક ખેતરો વિશે ફરિયાદ કરવાનું કારણ પેદા થયું. ૧૮મે વરશે તે

લાયક ઉમરનો થયો. હવે તે ઉમરમાં આવ્યા પછી કેટલાં વરશોની અંદર ફરિયાદ કરી શકશે?

✤ તમારા અસીલે તમારી પાશે આવીને એવી ફરિયાદ કરી કે માહારા ભાઈની વિધવા વગર ફરજંદે મરણ પામી. તે વિધવાએ, તેના ધણીના વારસાથી મળેલું ઘર વેચ્યું છે. ત્યારે આ બાબતમાં તમે તેને શું શું પુછી લેશો? એવી મિલકત વેચવા વિશે હાઈકોરટના ઠરાવો કેવા થયા છે?

✤ એક હિંદુ ખ્રીસ્તી થયો પણ તેના કુટંબમાં કેટલી એક પેઢી સુધી હિંદુશાસ્ત્રના નિયમો પ્રમાણે વારસાની વેહેચણ થતી ગઈ; હવે વારસાની તકરારની બાબતમાં કોરટે શી તરેહથી ફેંસલો કરવો અને જો તે હિંદુ મુસલમાન થાત તો શી તરેહથી ફેંસલો કરવો?

✤ હિંદુ સ્ત્રીનો વારસો તેના ધણીને કેવારે મળે છે? એક હિંદુ સ્ત્રીને કાંઈ મિલકત વારસામાં મળી હોય તો તેના મુવા પછી તે મિલકતની બ્યવસ્થા કયા નિયમ પ્રમાણે થશે? જો તે મિલકત તે બઈરીની માનું સ્ત્રીધન હોત તો કેમ બ્યવસ્થા થાત?

✤ હિંદુશાસ્ત્ર પ્રમાણે પરણેલી ઓરતને તેની પોતાની ખાસ મિલકત ઉપર સાધારણ રીતે પુરો હક્ક પોહોચે છે કે નહી? તેનો વર કોઈ પણ વખતે તેને વાપરી શકે છે કે નહી? કયા બક્ષીસો હિંદુશાસ્ત્ર પ્રમાણે પાછા લેવાય અને કયા લેવાય નહી?

✤ अ પોતાની ફરિયાદીમાં લખે છે જે, क એક હિંદુ વિધવા તથા વારસ વકીલ છે, તેણે પોતાના કબજામાંની જમીન કઈ કારણસર ग ને ગીરો આપી; તે

ગીરો ખતના અંદર ખાનગી રિતે વેચવાને રજા આપી હતી; અને રજાથી એ જમીન ग એ भને વેચાણ આપી છે. પ્રતિવાદી ब જવાબ આપે છે કે, મ ઈયત માલેકની क વિધવા નથી, તથા તેને ગીરો ખત લખી આપ્યું નથી; વાદીના કેહેવા પ્રમાણે ખાનગી વેચવાની રજા કાયદા પ્રમાણે અપાય નહી; અને क જો મુળ માલેકની વિધવા હોત, ને તેણે તે ખત લખી આપ્યું હોત, અને રજા આપવી કાયદાની વિરૂદ્ધ નહીં હોત તો પણ क ની વિધવા તથા વારસે વકિલની રૂએ એ મિલકત ગિરો આપવાને હિન્દુશાસ્ત્ર પ્રમાણે હક નથી. એ બાબતની અંદર કાયદાના તથા હકિકતના મુદ્દાઓ કયા કયા કાહાડશો?

✤ એક મુસલમાને મહમદી શરા પ્રમાણે બ્યવસ્થા પત્ર કીધું, તે મુસલમાની શાસ્ત્ર મુજબ બરોબર થયેલું પણ ઈંગ્રેજી શાસ્ત્ર પ્રમાણે બરોબર થયુ નથી. હવે તે કયા કારણથી કાયદાસર ગણવું તે ખુલાસા વાર કહો? શરા પ્રમાણે મુસલમાની ઓરત મુતવલ્લી થાય છે કે નહીં?

✤ એક દત્તક છોકરો પોતાના દત્તક બાપે મેળવેલું હુકમનામુ બજાવવાની દરખાસ્ત કરે છે, પણ તેના દત્તકપણાની તકરાર છતાં મુનસફ દરખાસ્ત કબુલ કરેછે. તેમાં તેણે કાંઈ ચુક કરીછે કે શું? અને જો કરી હોય તો શો હુકમ કરવો બરોબર છે તે કહો; અને જે છોકરાને દત્તક લેવાનો છે તેની વય વિશે શો, અને શી હરકત છે તે બતાવો?

✤ કોઈ સ્ત્રીને પેટે લગન થયા વગર છોકરો થાય તો તે

ને હિન્દુશાસ્ત્ર પ્રમાણે તથા મહમદીસરા પ્રમાણે વારસાના હક્કો શું છે?

✤ કઈ કઈ મિલકત સ્ત્રીધન કેહેવાય? લગ્ન થએલી સ્ત્રીના સ્ત્રીધનને તેની પાછળ વારસ કોણ? કોઈ માણસ મરી જાય અને તેની મિલકત તેની સ્ત્રીને વારસામાં મળે તો, તે મિલકત સ્ત્રીધન કેહેવાય કે નહી? અગર જો સ્ત્રીધન કેહેવાય તો, એ વીધવાનો એવી મિલકત ઉપર હક્ક કેટલો પોહોચે?

✤ એક હિન્દુ મરણ પામ્યો. તેની પાછળ તેની બે વિધવા, એક આંધળો છોકરો, તથા વિભકત થયેલો ભત્રીજો એવા ચાર માણસો છે. એ માણસોને તે ગ્રહસ્થની મિલકતનો વારસો જે અનુક્રમથી પહોચશે તે અનુક્રમ બતાવો?

✤ अ એ बને દત્તક લીધો. बના દત્તવિધાન પછી તેને એક છોકરો નામે क તથા એક છોકરી નામે म થયાં. क મરણ પામ્યો. ત્યાર પછી अનો કાળ થયો. પાછળ ब, म તથા कની વિધવા द એઓ રહ્યાં. હવે अની સ્થાવર જંગમ મિલકત ઉપર એ દરએક માણસનો હક શો તરેહથી પહોંચે છે તે બતાવો?

✤ अ નામનો એક ગ્રહસ્થ મરણ પામ્યો. તેની પાછળ તેનો એક વિભકત થએલો ભાઈ ब, તથા બે વિધવા क ને म એઓ છે. अની મિલકત ब તથા कના કબજામાં છે. તેમાંથી હિસ્સો લેવા તેઓના ઉપર નાહાની વિધવા म એ ફરિયાદ માંડી. તે ઉપરાંત कએ दને દત્તક લીધો. હવે એ દત્તવિધાનથી એ ફરિયાદી ઉપર શું અસર થશે?

✤ બે ભાઈઓ હતા તેઓમાંથી વડો ગુજરી ગયો. તેની

પાછળ તેની વિધવા છે. પાછળથી નાહાના ભાઈનો કાળ થયો. તેની પણ વિધવા જીવતી છે. હવે બંને ભાઈઓ જીવતાં જે જે મિલકત તેઓની હતી તે ઉપર દરએક વિધવાને શું હક્ક પહોંચે છે?

✤ મહમદીશરા પ્રમાણે મૃત્યુપત્ર મંજુર છે કે નહી? અને છે તો કેટલે દરજ્જે?

✤ કોઈ હિન્દુ મૃત્યુપત્ર કરે તો તે બાબત કાયદાનો શો નિયમ છે?

✤ રૂપીઆ ૯૬૦ ની મિલકત મુકીને એક મુસલમાન મરી ગયો. તેને ૧ સ્ત્રી, ૨ છોકરા, અને બે છોકરીઓ છે. તો એ મિલકતની વેંહેચણ શી રીતે કરવામાં આવશે?

✤ શાસ્ત્ર પ્રમાણે દત્તવિધાન થવાને શું શું અવશ્ય જોઈએ. શાસ્ત્ર પ્રમાણે દત્તવિધાન મંજુર નહી છતાં દત્તવિધાન થયું હોય તો કએ કએ પ્રસંગે તે દીવાની કોરટ ફેરવશે નહી?

✤ મહમદી શરા પ્રમાણે કબજા વગર બક્ષીસ અપાય? અને અપાય તો કેવારે? શરા પ્રમાણે આપેલું બક્ષીસ પાછું લેવાય કે નહી? અને જો લેવાય તો કેવારે?

✤ એક હિંદુને કાંઈ ફરજંદ નથી, તેના મુવા બાદ પછવાડે તેની બે વિધવાઓ માત્ર છે. તો તે વિધવાઓના દરએકના શું શું હક્કો છે તે બયાન કરો. એ બે વિધવાઓ માંહેલી મોટી વિધવા પ્રથમ મરણ પામી. તેની પાછળ પોતાનો એક ભાઈ તથા બાપ રહ્યા. હવે એ બંન્ને શખ્શોમાંથી તે વિધવાનો હિસ્સો કોને પોહોચે?

* હિન્દુ વિધવાને વેચાણ, ગિરો, દાન વિગરે રીતે મિલકત આપવાને જે અધિકારો છે તે સરવ બતાવો? એ વિધવા બીજુ લગ્ન કરે અને ત્યાર પછી ચોગ્ય કારણને લીધે પોતાના પેહેલી વખતના ધણીથી મળેલી મિલકત આપે તો, અને જો તે આપવું મંજુર નથી એવી તકરાર તેના પેહેલા ધણીના વારસ કરે તો પ્રથમ હિંદુશાસ્ત્ર તથા બીજો કોઈ આકટ ઉપરથી તે મંજુર રહે કે નહીં?

* એક હિંદુ સ્ત્રી પોતાના ધણીની સાથે રહીને રૂપીયા ૨૦નું કરજ લઈ ચીઠી એટલે પ્રોમીસરી નોટ લખી આપે તો, તે ચીઠીથી પોતે એકલી બંધાય છે કે તેનો ધણી એકલો બંધાય છે, કે પોતે અને ધણી એ બને બંધાય છે? સ્ત્રી શું કરે તો તે અને તેનો ધણી બંને જાતપર જવાપદાર થાય? તેમજ તે સ્ત્રી શું કરે તો તે એકલી અથવા તેનો ધણી એકલો જાતપર જવાબદાર થાય? તેમજ તે સ્ત્રી શું કરે તો તે સ્ત્રી અગર તેનો ધણી કોઈ પણ જવાબદાર થાય નહીં?

* વિદ્યાની કમાઈ એટલે જેને ઈંગ્રેજીમાં "ગેન્સ આફ સાયન્સ" કેહે છે તે શું? એવી કમાઈનો હિસ્સો લેવા અવીભકત કુટંબમાંના એક માણસની વિધવા ઉપર તે કુટંબના બીજા માણસો દાવો કરે તો તે ચાલે કે કેમ? અને તે વિધવાની કેવી તરેહની તકરાર હોય તો તે દાવો નહી ચાલે?

* હિન્દુ વિધવા દત્તક લે તો તે બાબત શો નીયમ છે? જે છોકરાને દત્તક લેવા ચાહે છે તે જો તે વિધવાનો ભત્રીજો હોય અને તેના માબાપ ગુજરી ગએ

લાં હોય તે દત્તક લેવાય કે નહી? ને તે છોકરો તે વિધવાની બ્હેનનો એકનો એકજ છોકરો હોય તો તેને દત્તક લેવાય કે નહી?

❖ મુસલમાનોમાં સફાયતનો જે હક છે તે શી રીતે મળે? અને તે મળવતાં કઈ કઈ શરતો પુરી પડવી જોઈએ?

❖ મુસલમાનની છોકરીની શાદી મંજુર ગણાવવાને તેના વાલીની રજાની કયારે જરૂર પડે છે? તે વાલીની રજા શીવાય શાદી કરે તો તેનો પરીણામ શું થાય?

❖ વેંહેચણ, વારસો, અને દત્તપ્રકરણ એ વિષયો ઉપર હિન્દુશાસ્ત્રના મોટા ગ્રંથો કયા? તેમાંથી મુંબાઈ ઈલાકામાં લાગુ પડનારા બે મોટા ગ્રંથો કયા? એ બેમાંથી વધારે વજન કયા ગ્રંથને આપવામાં આવેછે?

❖ એક હિન્દુ મરી ગયો તેને એક મુગો છોકરો છે, વ્યભિચારી સ્ત્રી છે, કુંવારી બ્હેન છે, વેંહેચણ થઈને જુદો પડેલો ભાઈ, એક વેશ્યા થએલી છોકરી તથા એ છોકરી વેશ્યા થઈ તેની પેહેલાં તેને પેટ થએલો છોકરો એઓ છે. એ હિન્દુની કાંઈ મિલકત પોતે મળવેલી છે. અને કાંઈ પોતાના બાપે મૃત્યુપત્રની રૂઈએ આપેલી છે. હવે એ મિલકત કોને કેટલી મળશે?

❖ બ્રાહ્મણ, શુદ્ર અને મુસલમાન જાતમાં રાખેલી ઓરતને પેટે ફરજંદ થાય તેઓને તેઓના મા બાપની મિલકત ઉપર શું હકો પહોંચે છે?

❖ અવિભકત કુટંબ માહેલા માણસને કુટંબની સ્થાવર જંગમ મિલકતમાંનો પોતાનો હિસ્સો વેચાણ કરવાને, ગીરો મુકવાને, તથા દાન આપવાને કેટલો

અધીકાર છે?

- એક મુસલમાનની ઓરત મરી ગઈ. તેની એક છોકરી તથા એક ભાઈનો છોકરો છે. તે ઓરતની મીલકત રૂપીયા ૫૦૦૦) ની છે. તો દરેકને કેટલો હિસ્સો મળશે તે કારણો સહીત કહો?
- મુંબાઈ ઈલ્લાકામાં જે ધન સ્ત્રીધન ગણાયછે તે કોઈ સ્ત્રીને પોતાના બાપે લગન પછી આપ્યું હોય તો તેના ઉપર કોનો કોનો કેમ વારસો પહોંચે છે? જો તે ધન બાપે આપ્યું ન હોય તો કયા અનુક્રમથી વારસો પહોચે?
- એક હિન્દુ મરી ગઓ તેને ત્રણ વિધવા છે. તેમાંથી એકે પુનરલગન કરયું. બીજીએ પારકો ધરમ સ્વિકારયો, અને ત્રીજીને ધણી જીવતાં માહારોગ કે જેની સારી થવાની આશાજ નથી એવો રોગ થયો. તે હિન્દુની મીલકત રૂપીયા ૧૦૦૦૦) ની છે તેની વેહેચણ કેમ કરશો?
- **अ** નામનો એક હિન્દુ ૧૮૬૦ માં મરી ગયો. તેની **ब** નામની એક વિધવા છે. ૧૮૬૫ માં **ब** એ તેના છોકરીનાં લગનને વાસ્તે **क** ને એક બાપીકું ખેતર વેચ્યું. અને લગનની વખતે **म** નામના પુરોહિતને એક બીજું ખેતર દાન કરયું. ૧૮૬૯ માં **ब** એ **ह** ને દત્તક લીધો. દત્તક લેતી વખત એ વેચાણ તથા દાનની વાત **ह** ને માલમ છતાં તેણે ખેતરો પાછા લેવાની **क** અને **म** ઉપર ૧૮૭૦ માં ફરિયાદો માંડી. એ ફરીયાદનો શું નિકાલ થશે?
- **अ ब** અને **क** એ ત્રણ ભાઈઓએ પોતાની મિલકત બધી વેહેંચી લીધી પણ એક ખેતર એકઠું રેહેવા

હોધું. પછી अ મરી ગયો તેની વિધવા જીવતી છે
ब ને એક છોકરો તથા क ને એક છોકરો છે.
તો રહેલા ખેતર ઉપર કોનો હક્ક કેટલો પહોંચશે?

* એક મુસલમાન મરી ગયો તેને બે છોકરીઓ છે. તથા
 માબાપ પણ જીવતાં છે. તો તેની રૂ૧૨૦૦) ની સ્થા
 વર જંગમ મીલકતની વેહેંચણ કેમ થશે?

* વારસો મળવાનો ઉત્તરાધિકાર હિંદુશાસ્ત્ર મુજબ, પુરૂ
 ષ વરગમાં તથા સ્ત્રી વરગમાં, કયા નિયમથી ઉતરે
 છે? સપ્રતિબંધ તથા અપ્રતિબંધ વારસાનો અરથ શું?

* ગોત્રજ સપિન્ડ કોને કેહેવા? એક હિંદુ કેટલીએક
 જમીન આપ કમાઈથી મેળવી મરી ગયો. મરના
 રને છોકરો અથવા છોકરાનો છોકરો નથી પણ ફક
 ત એક વિધવા તથા વિધવાની એક દિકરી તથા મ
 રનારની એક મોટી ઓરત જે પ્રથમ ગુજરી ગઈ
 હતી, તેની એક દિકરી એટલાં જણાં છે, તેમાંથી
 એક દિકરી બે છોકરા હયાત મુકી મરી ગઇ છે
 તો વારસો કોને મળશે?

* હિંદુશાસ્ત્ર મુજબ કયા શખસો વારસો લેવાને નાલા
 યક ગણેલા છે? આ બાબતમાં કાયદાથી કંઈ ફેર
 ફાર થયો છે? એક વિધવાને દિકરી હતી પણ દિક
 રો નહી હતો, તેણે પોતાના મરનાર ધણીની મિલ
 કત કબજામાં લઈ ઉડાવી દેવા માંડી છે. તેની વિ
 ધવા વળી બ્યભીચારણી થઈ છે. આ મીલકતના
 ભોગવટામાં મરનાર ધણીના પીતરાઈઓ વચમાં આ
 વી હરકત કરી શકે ખરા?

* નિચે લખેલા સખસોના વારસા સબંધી શું હક્ક રહે
 લા છે તે દરસાવો.

(૧) સાવકી મા. (૨) અનૌરસ પુત્ર. (૩) એક ધંધાનો સહીઆરો ભાગદાર. (૪) સાથી વિદ્યારથી. (૫) રાજા.

✤ એક હિંદુ ઓરત સંતતીવાળી નિચે લખેલી જાતોનું સ્ત્રીધન મુકી મરી ગઈ છે. (૧) અનવાધય ક એટલે લગન થયા પછી મળેલો બક્ષીસ. (૨) પ્રિતિદત્ત એટલે ધણીએ પ્રિતીથી આપેલું તે. (૩) પારીભાષીક સ્ત્રીધન અથવા સામાન્ય સ્ત્રીધન તથા (૪) વારસામાં મળેલી બીજી મિલકત. આ દરેક પ્રકારનું સ્ત્રીધન વારસામાં શી રીતે ઉતરશે તથા કોને કોને મળશે?

✤ હિંદુશાસ્ત્ર મુજબ દત્તક કેવારે લેવાય તથા કોને લેવાય તથા કોણ લેવો તથા જેને દત્તક લીધેલો હોય તેના દત્તક પણાથી શું અસર થાય છે?

✤ બે હિન્દુ ભાઈઓ એકઠા રહે છે. મોટો ભાઈ એક વિધવા મુકી મરી ગયો છે. નાહાનો ભાઈ પણ ફકત એક વિધવા મુકી મરી ગયોછે. મોટાની વિધવા પ્રથમ વારસ થશે કે નાહાનો જે મરી ગયો તેની વારસ તેની વિધવા થશે?

✤ અવિભકત કુટંબનો એક આદમી, છોકરાનો છોકરો મુકી મરી ગયો છે તો, આ છોકરો મરનારની મિલકતનો વારસ થશે?

✤ अ ब क એ ત્રણ જણ અવિભકત છે. अ એ ड ને દત્તક લીધો છે, તથા તે પછી अ ને स નામનો છોકરો થયોછે. अ ના મુઆ પછી તેના ભાગની મિલકતનો વારસો શી રીતે વેંહેચાશે?

✤ સ્ત્રીધન એટલે શું તથા તે શી રીતે વારસામાં જાયછે?

✤ વિભકત હિન્દુ પુરૂષના વારસો કોણ તે દરસાવો?

✤ એક વિભકત હિન્દુ ત્રણ વિધવા ઓરત મુકી મરી ગયો છે. તેમાંની બે વિધવાને દીકરાઓ છે તો વિધવાને કઈ મિલકત મળશે? પોતાના મરનાર ધણીની મિલકતમાંથી પોતાનો હિસ્સો જુદો કરી કબજામાં લેવા, આ વિધવાઓમાંથી કોઈ દાવો કરી શકે?

✤ એક હિન્દુ કુટંબના માણસો પોતાના એક ભાગદાર ની મિલકત ઉપર પોતાના હક વિશે તકરાર કરે છે, તે એવું કહીને કે, અમે બધા અવિભકત છીએ! પુરાવાનો બોજો કોને માથે છે? એમ ધારો કે વેહેચણનો દસ્તાવેજ રજુ થયો નથી અને એવુ સાબીત થાય છે કે, જે વેહેચણ કહેવામાં આવે છે તે વેંહેચણની તારીખ પછી કુટંબ એકત્ર રેહેતુ હતું તો, કુટંબ અવિભકત નથી એમ ઠરાવવા તમો કયા કયા મુદ્દા ધ્યાનમાં લેશો?

✤ જે સખસ દત્તક થયો તેના હકો તેના સ્વભાવિક કુટબમાં શું રહેલા છે? દત્તક લેવાયા પછી જો લેનારને છોકરો જન્મે તો દત્તકના હકમાં શું અસર થાય છે?

✤ વિધવા દત્તક કયારે લેઈ શકે. અને તેને શાસ્ત્ર મુજબ દત્તક લેવા કાંઈ અધિકાર મળ્યો છે?

✤ એક હિન્દુ સ્ત્રી પોતાની પાછળ પોતાનો ધણી, એક દીકરો, તથા એક પરણેલી તથા એક કુંવારી છોકરી, મુકી મરી ગઈ છે. આ સ્ત્રીની મીલકતની શો રીતે વેહેંચણ થશે?

✤ એક હિન્દુ વિધવા એકલી, એક સ્થાવર મિલકત મુ

ક્રી મરણ પામી તે મીલકત ( ૧ ) ધણી તરફથી વારસાની હતી. ( ૨ ) તે પરણેલી હતી તે વખત માં તેના બાપે બક્ષીસ આપી હતી. ( ૩ ) તેની મા તરફથી વારસામાં મળી હતી. આ મીલકત નો દાવો કરનાર તેની બ્હેન છે તથા તેના ધણી નો એક ભાઈ જે કે પ્રથમ મરીગયો હતો તેની વિધવા ઓરત એ પ્રમાણે બે જણાં છે. આ બન્ને ના શું હક્કો છે?

❀ એક વિભકત હિન્દુની સંતતી વીનાની વિધવા ઓરતે પોતાના ધણી તરફથી વારસામાં મળેલી મીલકતમાં થી ½ ભાગ એક દેહેરામાં બક્ષીસ કરયો છે. ત્યાર બાદ તેના મરનાર ધણીના ભત્રીજાનો પરણેલો છો કરો, તે વિધવા દત્તક લે છે. દત્તક છોકરો મોટી ઉ મરનો થતાં ધરમ કરેલી મિલકત પાછી લેવા દાવો કરે છે. સવાલ એવો છે કે જો દેહેરાના વહીવટ કરનાર દાવાનો બચાવ કરી શકે? અને કરી શકે તો કેવાં કારણોથી?

❀ **અ** તથા **બ** બન્ને ભત્રીજા છે, તથા તેઓના બાપ ૫૦ વરસ થયાં વેહેચણ કરી જુદા થયા હતા. **અ** ના ભાગમાં જે એક ઘર આવ્યું હતુ તે પાડી નાખ તાં ઘરના કરામાં એક જુવાહીરનું ભરેલું દાટેલું માટલું નીકળ્યું. સરકારની મીલકત તરીકે મામલતદાર આ માટલુ કબજામાં લે છે. બધી મીલકત **અ** ની છે એમ કહી તે દાવો કરેછે તથા **બ** અડધી મિલકતનો દાવો કરે છે. મીલકતની બરાબર વ્યવસ્થા શી રીતે કરવી એ વિશે કલેકટર સાહેબ તમારી સલાહ માગે છે તો તમો શી સલાહ આપશો?

✤ એક હિંદુ अ ના કબજામાં વડીલોપારજીત મિલકત હતી તેણે, ब નામના એક શખસને દત્તક લીધો. દત્તક લીધા પછી अ ની ઓરતને क નામનો દિકરો જનમ્યો. अ એ મિલકતની વેહેંચણ કરી ब ને તેના કાયદાસર હિસ્સા કરતાં પણ ઘણી મિલકત કબજામાં આપી. अ બીજી ઓરત પરણ્યો અને તે ઓરતના બે છોકરા થયા. પછીથી આ બંને છોરાઓએ પોતાના બાપની સઘળી વડિલોપારજીત મિલકત ભાગ પ્રમાણે વેંહેચી લેવા સારૂ તથા કબજામાં લેવા ब તથા क ઉપર દાવો કરયો. હવે ત કરાર કરતાં બંન્ને પક્ષકારોના દરેકના શું હક્કો છે?

✤ અસલના વખતમાં જે જાતનાં લગ્નો થતાં હતાં તે માંથી કયાં હાલમાં બંધ થયાં છે?

✤ કેટલી પેઢી સુધી લગ્નાધિકાર બંધ છે?

✤ હિંદુશાસ્ત્રમાં દરશાવેલાં ૧૨ પ્રકારનાં દિકરાનાં નામ લખો?

✤ દત્તક કોણ લઈ શકે તથા દત્તકને ઉમરનો બાધ આવે છે ?

✤ વિધવાને પોતાના ધણી તરફથી વારસામાં મળેલી મિલકત ઉપર શું હીત રહેલું છે?

✤ સ્ત્રી ધન કોને કેહેવુ તે પુરી રીતે વરણન કરો? નીચે લખેલી મિલકત મધ્યેથી કઈ સ્ત્રીધન છે?

(૧) લગ્ન ચાલતુ હતુ તે વખતમાં મળેલી મિલકત.

(૨) વ્યભીચાર કરાવવાથી મળેલી કમાઈ.

(૩) તેના મીત્ર તરફથી મળેલી બક્ષીસ.

(૪) સપોરના દિવસો ઉપર પેહેરવાને સારૂ આપે

લા ઘરેણાં.

(૫) બાપ તરફથી વારસામાં આવેલી મિલકત.

(૬) મા તથા ભાઈ તરફથી આવેલી મિલકત.

(૭) ધણીના વારસામાં મળેલી મિલકતના પઈ સાથી સ્થાવર મિલકત વેચાણ રાખેલી તે.

❀ સ્થાવર તથા જગમ મિલકત વેચાણ, ગીરો, અથવા બક્ષીસ કરવા, વિધવાનો કંઈ અધિકાર છે? વિસ્તાર થી વરણવો.

# પ્રકરણ ૨ જું.

—o—

## દીવાની તથા મુદત વીગેરે.

❀ પરરાજ્યની કોરટની વાખ્યા લખો. આવી કોરટમાં કોઈ મુકરદમો ચાલતો હોય તો, તેજ દાવાનાં કારણ બાબત બ્રિટીસ કોરટની હકુમતને કાંઈ અસર થાય છે ખરી?

❀ બ્રિટીસ ઈંડીયામાં કરેલા દાવામાં જો, પરરાજ્યની કોરટનો થએલો ફેંસલો પ્રતિબંધ કરે તો, તે વિશે તમે શું દલીલ તથા તકરાર કરશો તે, વિસ્તારથી વરણન કરો.

❀ સામા પક્ષકારના કબજામાં, અથવા અખત્યારમાં, કોઈ દસ્તાવેજ હોય તો, પક્ષકારને નવા સીવીલ પ્રોસીજરના આધારે જે સત્તા મળેલી છે તે વરણન કરો; અને વળી તે સાથે કેવી રીતે કામ ચલાવવાની રીત છે તે પણ લખો?

❀ એક હુકમનામાના લેણીઆતે, ત્રણ વરસની અંદર પોતે હુકમનામું બજાવ્યું છે, તે હુકમનામું બજાવવા તા૦ ૩ જી અકટોબર સન ૧૮૭૭ ના રોજે અરજ કરે છે. આ હુકમનામુ નહી બજાવવા હુકમ કરવો હોય તો કરી શકે? જો કરી શકે તો કેવી હકીકતથી? હુકમનામાનું ઘરમેળે સમાધાન, કોરટની બાહાર કરવામાં આવ્યું હોય તો, નવા દીવાની કાયદામાં શું અગત્યનો નિયમ થએલો છે?

❀ ફરી તપાસ કરવાની અરજી દાખલ કરવાનો હુકમ રદ કરાવી શકાશે? જો રદ કરી શકાય તો, કયા કારણો ઉપરથી તથા કેવી રીતે?

❀ કોઈ આદમી નાદાર કેવારે કહેવાય? કેવાં કારણો હોય તો નાદારીમાં દાવો કરવાની અરજી રદ થઈ શકે? નાદાર વાદીએ કરેલો દાવો જો તેની વિરૂદ્ધ ચુકે તો, તેની શી જવાબદારી છે તે ધ્યાન કરો?

❀ જંગમ મિલકતનું હુકમનામું તથા લગનના હક કાયમ કરવાનું હુકમનામું શી રીતે અમલમાં આવેછે?

❀ કોઈ સગીર આદમીના વાલીને દાવાનું રાજીનામુ આપવા અખત્યાર છે?

❀ કોઈ સખસને દાવો કરવાનો હક ઉત્પન્ન થતો હોય તો, મુદતના ધારા પ્રમાણે, દગાનો સવાલ ઉત્પન્ન થતો હોય તો, મુદત કઈ તારીખથી ગણાય તે વિસ્તારથી વરણન કરો?

❀ હુકમનામાની બજાવણી કરવા સારૂ દરખાસ્ત આપવા દીવાની કાયદામાં કઈ મુદતનો નિયમ છે; અને તે મુદત કઈ ગુણ દોષ ઉપર આધાર રાખે છે?

❀ હાલનો મુદતનો કાયદો (આકટ ૧૫ સન ૧૮૭૭ નો)

મુદતમાં વસુલ આપ્યાની બાબતમાં, સન ૧૮૭૧ ના ૯ મા કાયદાથી ફેરફાર બતાવેછે તે વિસ્તારથી લખો!

- દાવાની રીતના કાયદામાં દરસાવેલી વાખ્યા મુજબ, 'હુકમનામુ' તથા 'હુકમ'ની વાખ્યા બની શકે ત્યાં હાં સુધી તેજ શબ્દોમાં લખો!
- દાવો લખવાની બાબતમાં, દાવાની કાયદામાં કયા નિયમ છે, તે મુખતેસર બતાવો. (દાવામાં શું અવશ્ય આવવું જોઈએ, કાંઈ મુકી દીધું હોય તો શું થાય;? એક કરતાં વધારે દાવાનું કારણ જોડી દીધું હોય તો શું થાય?)
- રેસજ્યુડીકેટાનો પુરણ ખુલાસા સાથે વરણન કરો!
- દાવાની અરજી કાઢી નાખવાને તથા સુધારવાને સારૂ, પાછી આપવા કેવારે કોરટ મુખત્યાર છે! તથા કયા કામમાં દાવાની અરજી કોરટે કાઢી નાખવી જોઈએ!
- કયા કામોમાં પ્રતિવાદીને સામો દાવો કરવાનો હક છે; તે હક શી રીતે માગી શકે છે, અને જેવારે પ્રતિવાદી સામો દાવો કરે તેવારે કોરટનાં કરતબ્ય કરમ કયા કયાછે? ઉદાહરણ આપી બતાવો કે, કયા કામમાં સામો દાવો થઈ શકે તથા કયા કામ માંનહીં થઈ શકે!
- હુકમનામાની બજાવણીમાં કયા કયા સવાલોનાં નિરાકરણ કરવા જરૂર છે કે, જેને વાસ્તે જુદો દાવો કરવો પડતો નથી. ઉદાહરણ આપીને લખો!
- હુકમનામામાં સુધારો કરવા તથા તેમાં ફેરફાર કરવા કોરટનો શું અધિકાર છે!
- હુકમનામાની બજાવણીમાં કઈ મિલકતની જપ્તી તથા વેચાણ થઈ શકતુ નથી ! નીચે લખ્યા કામો

માં જપ્તી શી રીતે કરવી:—

(૧) વેચી નહિ સકાય એવા લેખના કાંધા ઉપર નું દેવું.

(૨) એક કંપનીના શેર.

(૩) વેચી સકાય એવો દસ્તાવેજ.

✤ હુકમનામાવાળાને હુકમનામાથી અપાવેલી મિલકત નો કબજો લેવા જતાં અટકાવ અથવા હરકત કરવા માં આવે છે, તો તે બાબત કેવી રિતે કામચાલશે?

✤ થોડી મુદતને સારૂ મનાઈ હુકમ મેળવવા દિવાની કા યદાની કઈ કઈ કલમો છે?

✤ કેવી હકીકત હોય તો 'દગલબાજી' દેવાની કબુલત, તથ. વ્યાજ વસુલ આપવું અથવા મુદ્દલમાં વસુલ આપવુ ઠરાવેલી મુદતમાં વધારો કરે છે?

✤ નિચે લખ્યા કામોમાં મુદત કેવારેથી સરૂ થાય છે?—

(૧) એક દસ્તાવેજ જેમાં અમુક ચીજ બનાવવા ની સરત લખી છે.

(૨) એક વાયદા ચીઠી અથવા કાંધા ખત.

(૩) પ્રતિવાદી ઉપર થએલું એક તરફી હુકમનામુ રદ કરવા બાબત.

✤ ગેર કાયદે કબજે કરેલા ખેતરની દરમિયાન ઉપજ, વસુલ કરવાની ફરિયાદ કરવાની કેટલી મુદત છે ત થા કેવારથી સરૂ થાય છે?

✤ વાદિએ મેળવેલા હુકમનામાની બજાવણી, હુકમના માની તારીખથી બાર વરસ સુધી કરી છે તો, તે પ છી તે હુકમનામુજો પુરે પુરૂ બજી રહ્યુ નહીં હોય તો કોરટે કયો નિયમ જોવો જોઈએ તથા તે હુકમના મુ વધારે બજી શકસે કે નહીં?

✤ એક કામ કેવારે "રેસજ્યુડીકેટા" થએલું કેહેવાય છે? આ બાબત ઉપર નવા દિવાની કામ ચલાવવાની રીતના કાયદામાં જે નિયમ છે તે બતાવો?

✤ એક વાદિ કે જેની ગેરહાજરીના કારણથી તેનો દાવો કાઢી નાખવામાં આવ્યો છે તે નવો દાવો લાવી શકે? આ સિવાય બીજા કયા ઉપાય તેને કરવા પડે?

✤ વાદીએ કરેલા દાવામાં પ્રતિવાદી પોતાનો સામો દાવો કેવારે અને કેવી હકીકતથી મુકી શકે છે?

✤ મોફૂસ્સીલ કોરટમાં થએલું હુકમનામુ બજાવવા માટે નવા મુદતના કાયદામાં કેટલા વરસની મુદત કહી છે તથા તે કેવારેથી સરૂ થાય છે?

✤ આ શિવાય બજાવણી બાબતમાં વધારે નિયમો, દિવાની કામ ચલાવવાની રીતના કાયદામાં શું થયા છે?

✤ એક હુકમનામાની બજાવણીમાં વેચાણ થએલી સ્થાવર મિલકતનું વેચાણ કેવારે અને કેવી હકીકત હોય તો તથા કોણ રદ કરાવી શકે? રદ કરાવવાની અરજી કેટલી મુદતમાં આપવી જોઈએ?

✤ એક સગીર ઉમરનાનો દાવો ચાલતાં દરમિયાન સગીર લાએક ઉમરનો થાય તો કામ ચલાવવાની શી રીત અખત્યાર કરવી પડે છે?

✤ કઈ મિલકત જપ્તી તથા વેચાણથી બાતલ છે? તથા કયા આદમીઓ કેદ કરવામાં આવતા નથી?

✤ રજીષ્ટર કરાવ્યું હોય તથા નહીં કરાવ્યું હોય તો શી અસર થાય છે તે ટુંકાણમાં દરશાવો?

✤ તમારા અસીલને અ એક વરસ દાહાડાની બોલીથી એક ઘર ભાડે આપે છે, અને વરસ પુરૂ થતાં તે

ઘર ખાલી કરવા કેહે છે. એક **બ** નામનો સખસ તમારા અસીલને એમ કેહે છે કે તને ભાડે આપ્યા પછી મને **અ** એ ઘર ગીરો આપ્યુ છે, અને તે દસ્તાવેજની સરતને આધારે હું કબજો લેવા હકદાર છું. **અ** ગિરોની વાત ઈનકાર જાય છે. આ હકિકતથી તમારા અસીલને શું રસ્તો લેવા તમે સલાહ આપશો?

❖ 'રેસજ્યુડીકેટા' દીવાની કાયદાની કલમ ૧૨-૧૩ મા બતાવી છે તે કેવે પ્રસંગે અને ક્યાં કામોમાં લાગુ પડે છે. મુદા નીકળતાં સુધી પ્રતિવાદીએ હાજર રહી કામ ચલાવ્યું, પણ બીજી રજુઆતે વાદી ગેરહાજર હોવાથી વાદીનો દાવો કોરટે રદ કરયો. આ વાદી ફરીથી એજ દાવાના કારણ ઉપરથી, એજ પ્રતીવાદીના વારસ વકીલ ઉપર એજ કોરટમાં, બીજો દાવો કરે છે તો તેને 'રેસજ્યુડીકેટા'નો નીયમ લાગુ થશે?

❖ **બ** એ પોતાની સ્થાવર મીલકત **ક** ને ગીરો આપી, ગીરો ખત રજીસ્ટર કરી આપ્યું છે પણ મીલકતનો કબજો **મ** ના હવાલામાં હતો. **મ** ના લેહેણીઆત **અ** એ **મ** ઉપર હુકમનામુ મળવી તે જાહેર લીલામથી હરાજ કરાવે છે, તો, **ક** ને કેવો ઈલાજ રહેલો છે; જો વેચાણ મંજુર થાય તો, **અ** ની મિલકત ઉપર **ક** નો ગીરવી હક્કનો હક્ક સંબંધ તથા હિસ્સો કાયમ રહે કે નહીં? આ ઉપરના અગત્યના ફેસલા ઈયાદ હોય તો લખો?

❖ કઈ કઈ મીલકતની જપ્તી થઈ શકે તથા કેવી રીતે કરવી જોઈએ?

❖ કયા કામામાં કમીશન નીકળી શકે? કમીશન કઈ કઈ જાતનાં છે?

❖ મુળ કોરટમાં, તથા અપીલમા નહી કરેલી તકરાર એપેલેન્ટ સ્પેસીપલ અપીલમાં લાવે છે, તો, તે કેવારે લઈ શકાય તથા કેવારે નહી લઈ શકાય?

❖ મુદ્દા એટલે શું? મુદ્દા શી શી હકીકતના નીકળી શકે છે તથા તે કેવારે નીકળે. મુદ્દામાં સુધારો કરવા પક્ષકારની મરજી હોય તો તે પ્રમાણે કોરટ કરી શકે છે કે નહી?

❖ સ્થાવર મીલકતના હુકમનામાની બજાવણી શી રીતે કરવી? જો પ્રતિવાદી શિવાય બીજો શખસ બજાવણીમાં હરકત કરે તો શી રીતે કામ ચાલશે. જો બજાવણીમાં કબજેદારનો કબજો લઈ લેવામાં આવે તો, કબજેદારને શો ઈલાજ છે, તેને તમે વકીલ હોઈને શું સલાહ આપશો?

❖ अ ના કબજામાં મોટી જમીનદારી છે. તે પોતાની હયાતીમાં क પાસેથી ૧૦૦૦૦ રૂપીઆ કરજે લે છે. अ થોડા રૂપીયા, વગર કારણે ખરચ કરી દેછે, તથા જુગારમાં વાપરે છે, તથા થોડા રૂપીયાના દાણા લાવી વેહેપાર કરે છે. क મરી ગયા પછી તેના વારસ, अ ના વારસ ઉપર દાવો કરે છે તેમાં, તેઓ અવેજ ગેરકાયદે છે એવી તકરાર બતાવે છે તો, તે તકરાર ચાલશે? જો अ અવિભકત હોય તો अ નું કરેલું કરજ તેના વારસદારો अની જાગીરમાંથી આપવા બંધાએલા છે. અને બંધાયા હોય તો કેટલે દરજે?

❖ એક હિંદુએ પોતે પોતાના લેહેણાનું હુકમનામુ કરાવ

તાં પેહેલાં કાચી જપ્તી કરાવી પ્રતિવાદીની મિલકત જપ્ત કરાવી છે. તે મિલકત બીજા હુકમનામાવાળો જપ્ત કરવા કોરટને અરજ કરે છે તો તે પ્રમાણે જ પ્તી થઈ શકે? કદાપી ક કાચી જપ્તીવાળાનું હુકમ નામુ થાય તો તે પોતાનું હુકમનામુ બજાવી શકશે?

✤ સ્થાવર મિલકતના હુકમનામાથી મળેલી મિલકતનું કોરટનું સરટીફીકેટ રજીસ્ટર થવું જરૂર છે?

✤ હિંદુ અવિભકત કુટુંબ એક વખત વિભકત થઈ સંસૃ ષ્ટી થાય છે તો તેઓને વેહેચણ કરવાની મુદતનો નિયમ શો છે? મુદત કેવારથી સરૂ થાય છે?

✤ કેવા કારણો હોય તો વાદીએ કરેલા દાવામાં પ્ર તીવાદી સામો દાવો કોરટને બતાવી શકે? સામો દાવો દાખલ કરવાની કેટલી મરિયાદા દિવાની કો રટના કાયદામાં બતાવી છે તે વિસ્તારથી લખો?

✤ સબરી સેટલમેન્ટ ખાતાનો એક પટાવાળો જેનો પ ગાર રૂ૧૧ નો છે તેના ઉપર વાદીએ હુકમામુ રૂ૭૫ નું મેળવ્યુ છે તો તેનો પગાર જપ્ત કરવાની દરખા સ્ત શી રીતે લખવી? મીલીટરી ખાતાના અમલ દારોનો પગાર અગર પેનસન કેવારે જપ્ત થઈ સકે?

✤ નાસકના ફુલપાવર અને ૧લા વરગના માજીસ્ટ્રેટની કોરટમાં, અ તથા બ વચ્ચે એક ખેતરનાકબજા વિશે કેસ ચાલ્યો તેમાં માજીસ્ટ્રેટ બનો કબજો ઠરાવે છે, તો બ ને હવે શું ઈલાજ રહેલાછે તથા માજીસ્ટરેટે કરેલો ઠરાવ નીરણયકારક ગણાસે કે નહીં?

✤ ૧ લા વરગના માજીસ્ટરેટના પ્રત્યેક અધિકાર વરણ વો? તેમાં કયા અધિકાર સ્થાનીક સરકાર આપી શ કે તથા કયા ડિસ્ટ્રીકટ માજીસ્ટરેટ આપી શકે?

* નિચે લખી બાબતમાં મુદત કેવારથી સરૂ થાય છે? (૧) ઘરનું ભાડું. (૨) નોકરીનો પગાર. (૩) ખાવા ને સારૂ ઉપાડેલું માહીબાનું. (૪) વિસીનું બીલ. (૫) પ્રોમીસરી નોટ અથવા વાયદા ચીઠી. (૬) કૌ ધા ખત. (૭) ઘોડો વેચ્યાના ઉપજેલા પઈસા. (૮) ચોપડી વેચવાથી ઉપજેલી રકમનું કમીસન.
* જે કોરટે હુકમનામુ કરેલું છે તેજ કોરટ પક્ષકાર ની અરજ ઉપરથી અથવા પોતાની મેળે હુકમના મુ ફેરવી શકે કે નહીં? જો ફેરવે તો કેવારે અને કેવા કારણથી?
* પ્રતિવાદીની ગેરહાજરીમાં સી રીતે કામ ચલાવવું? પ્રતિવાદીની ગેર હાજરીથી એક તરફી ફેસલો થયો હોય તો તે કયારે અને કેટલી મુદતમાં ફરી ફાઈ લ ઉપર લેવા અરજ કરી સકાય છે?
* તમારા અસીલે મેળવેલું હુકમનામુ અમદાવાદની ફર્સ્ટ ક્લાસ સબોરડીનેટ જડજ કોરટથી થએલું છે તે હુક મનામુ પુણા જીલ્લામાં બજાવવું હોય તો તમે શું પ ગલાં ભરશો તથા કોરટ કેવી રીતે તે હુકમનામુ બજાવવા મોકલશે?
* ડીસ્ટ્રીકટ જડજ સાહેબની કોરટમાં, એક વાદીએ બે પ્રતિવાદીઓ ઉપર દાવો કરયો છે, તેમાંથી એક પ્રતિવાદી સરકારી ઓદ્ધાની રૂઈએ કલેકટરછે, અને બીજો ખાનગી આદમી છે. દાવાની અરજી રજુ કરવા ઉપરથી જડજ સાહેબને માલમ પડે છે કે, કલેકટર વિરૂદ્ધ દાવાનું કારણ ઉત્પન્ન થતુ નથી, તેમ છતાં પણ દાવો દાખલ કરી ફેસલો આપે છે. આ રીત કાયદાસર છે કે નહી તે બાબત વરણન

કરો તથા કારણો સાથે ખુલાસા લખો.

❀ પ્રતિવાદીઓને સમન કરવાના કેટલા ફેરમ છે? સમ નમાં દાવા સંબંધી શું શું હકીકત લખવી જોઈએ તથા જે પ્રતિવાદી પર રાજ્યમાં રેહેતો હોય તેના ઉપર સી રીતે સમન બજાવવો?

❀ દાવાની સુનાવણી કરવાનો જે દિવશ મુકરર કરવામાં આવ્યો હતો તે દિવશે છેવટ ફેસલો કરવાનો સમન પ્રતિવાદી ઉપર કરવામાં આવ્યો હતો. વાદીનો વકીલ તથા તેના સાક્ષીઓ હાજર છે પણ પ્રતિવાદી અગર તેનો વકીલ જાતે હાજર નથી કેમકે દાવો દાખલ થયા પેહેલાં પ્રતિવાદી પોતાનું ગામ છોડી બીજા ગામમાં જાથુને સારૂ રેહેવા ગયો હતો વાદીનો વકીલ અરજ કરે છે કે, પ્રતિવાદી ઉપર ફરીથી સમન કાઢવો જોઈએ. તમે આ અરજ મંજુર કરશો અગર કરો તો સાક્ષીઓને ફરીથી બોલાવવા માટે તમે શું નિયમ પ્રમાણે વરતશો? પ્રતિવાદીને હાજર થવા નવું ભથુ લેશો? તેમજ પ્રતિવાદીના સાક્ષીઓ માટે સમન કરવા ભથુ તથા ખરચ લેશો?

❀ હુકમનામામાં શું મજકુર લખવો જોઈએ? હુકમનામુ તથા ફેસલાની નકલો એકજ અરજીથી તમે આપી શકશો?

❀ હુકમનામામાં દેણદાર ઉપર થએલા હુકમનામાની બજાવણી કરવામાં તેને કેદ કરી કોરટ રૂબરૂ લાવવામાં આવેલો છે અને તે એવું જાહેર કરે છે કે હુકમનામાના લેણીયાત સાથે મારે હુકમનામાની ધર મેળે સમજણ કરવી છે તેથી મને છોડી મુકો,

તથા હું હુકમનામાની રકમનો જામીન આપવા ત
ઈયાર છું, આ સરતને આધારે કોરટ તેને છુટો ક
રી શકશે? કેવી હકીકત હોય તો હુકમનામાના દે
ણદારને કેદમાંથી છોડી મુકવામાં આવે?

✤ કાયદાસર અશકતા પ્રાપ્ત થઈ હોય તો દાવો કરવાની
મુદત ગણવા વીશે સાધારણ શું નીયમ છે તે વર
ણન કરો?

✤ બ પુણામાં રહે છે તેણે પોતાની સ્થાવર મીલકત જે
કે થોડા ભાગે ખાનદેશમાં છે તથા દક્ષણ હેદરાબાદ
માં છે, તથા થોડા ભાગે મુંબાઈ શેહેરમાં છે, તે ગી
રવી માંડી અ નુ કરજ કરેલુંછે, તેનો દાવો અ ને ક
રવો છે. અ એ કઈ કોરટમાં દાવો લાવવો જોઈએ?

✤ અ નામના એક ભાગદારને પોતાની દુકાન, પુણા,
કરાંચી, અને ઈનદોરમાં ચાલતી હતી તે દુકાનનું
પંત્યાળુ બંધ કરાવવા દાવો કરવો છે તો તે કઈ કો
રટમાં કરવો જોઈએ?

✤ નીચે લખેલા દાવા દાખલ કરવા દીવાની કોરટોને હ
કુમત છે?

(૧) બ ના કબજામાં કેટલીએક જમીન છે તે
જમીનનો ભાડુત દાખલ અ કલેકટરની
મહેસુલ બુકમાં નામ દાખલ કરવા કલેક
ટર વિરૂદ્ધ દાવો કરે છે.

(૨) એક ગામનો વંશ પરંપરાનો ગોર તેજ ગામ
ના સઘળા માણસો ઉપર મનાઈ હુકમ
કઢાવવા દાવો કરે છે, એવું કહીને કે, કે
ટલીએક ક્રીયા માહારા હકની રૂઈએ ક
રાવવા હું હકદારછું તથા બીજા ગોર પાસે

કરાવો શકાય નહી; આ દાવો સાંભળી શકાશે?

(૩) એક સ્ત્રી પોતાના ધણી ઉપર દાવો કરે છે કે, માહારી છોકરી તમે બીજી જાતના આદમી સાથે પરણાવો છો. આવો અટકાવ કરવાનો દાવો ચાલી શકે?

❖ વાદી તથા પ્રતિવાદીએ, દાવાના આધારમાં જે દસ્તાવેજ ગણ્યા હોય તે દસ્તાવેજ કેવારે તેઓએ રજુ કરવા જોઈએ? બરાબર વખતે તે રજુ કર્યા નહી હોય તો શું પરીણામ થાય છે?

❖ પુણાના ૧લા વરગના સબોરડિનેટ જડજ સાહેબે કરેલું હુકમનામું સતારાના ૧ લા વરગના સબોરડીનેટ જડજ સાહેબની કોરટમાં બજાવણી માટે મોકલવામાં આવ્યું છે. હુકમનામાના દેણદાર ઉપર પ્રોસેસ બજતાં, સતારાની કોરટમાં જઈ જાહેર કરે છે કે, હુકમનામું કોરટને હકુમત નહી છતાં કરયું છે તથા સમન પણ રીતસર મને બજ્યો નહી હતો. સતારાની કોરટના સબોરડિનેટ જડજે હવે કયા નીયમ મુજબ કામ ચલાવવું જોઈએ?

❖ લવાદીએ કરેલા નીવેડામાં સુધારો કરવા, અથવા રદ કરવા કોરટનો અખિતાર છે? ગેરકાયદે પુરાવો લઈ લવાદે નીવેડો આપ્યો હોય કે જે દેખાઈતી રીતે મુદતથી રદ થએલો હોય તો, તે કોરટ અમલમાં લાવી સકશે?

❖ કયા કયા કામોમાં મનાઈ હુકમ કાઢી, ઉપજ વસુલ કરનાર નીમવા કોરટને અખિતાર છે? ઉપજ વસુલ કરનાર નીમવા કોરટ ના પાડે તો, તે હુકમ ઉપર

અપીલ થઈ શકે ખરી?

❀ જપ્તી થયા પછી ખાનગી રીતે તે મિલકત વેચી હોય તો, જપ્ત કરાવનાર સંબંધે તથા ખરીદ કરનાર સંબંધે શું પરીણામ નીપજે છે?

❀ થાણાના સબોરડીનેટ જડજની કોરટમાં સન ૧૮૭૦ માં **અ** દાવો કરે છે એવું કહીને કે **બ** એ મારા પાણી વાપરવાના હકમાં હરકત કરી છે. **બ** એ હરકત કરેલી વાત કબુલ કરી છે, પણ **અ** ને પાણી વાપરવાનો હક નથી એવું જાહેર કરે છે. **અ** એવું સાબીત કરે છે કે સલાહ સંપથી તથા ખુલ્લી રીતે તથા બીન હરકતે, સન ૧૮૪૮ થી તે ૧૮૭૦ સુધી પાણીનો ભોગવટો મેં કરેલો છે. **અ** હુકમનામું મેળવવા હકદાર છે?

❀ સ્થાવર મિલકત ઉપર પ્રવેશ કરવા માટે,(૨)સંસાબુ બંધ થયા પછી નફો તથા હીસાબ લેવાની ફરીયાદ (૩) કરેલો કરાર ન્યાયની રીતે અમલમાં લાવવા (૪) ઈઝમેન્ટનો હક કાયમ કરવાનું હુકમનામું મેળવવા. આ બાબતના દાવા કરવા કેટલી મુદત છે?

❀ ફેંસલો થતાં પેહેલાં પ્રતિવાદીને, કેદ કરવા સારૂ અરજી કરી હોય તો શું અવશ્ય હકીકત હોવી જોઈએ, તથા કોરટ કયા નીયમ પ્રમાણે અમલ કરશે તે વિસ્તારથી લખો?

❀ કાયદાસર કબુલ થએલા મુખત્યાર કોણ કોણ છે? પ્રતિવાદી શીવાય બીજો આદમી સમન લઈ શકે? જો લઈ શકે તો કેવી હકીકતથી? પ્રતિવાદી બ્રિટીશ ઈંડીયા બાહાર રેહેતો હોય તો સમન શી રીતે બજાવવો?

* अ એ ब ઉપર દાવો કરયા પછી ફેંસલો થતાં પેહેલાં ब ની મિલકત જપ્ત કરાવી છે. દરમીયાન ब ઉપર क એ દાવો કરી હુકમનામું મેળવ્યું, અને अ એ કાચી જપ્તીમાં લીધેલી ब ની મિલકત જપ્ત કરાવે છે. अ તથા क ના દરેકના શું હકો છે?
* ઘણા વાદીઓમાંથી એક વાદી મરણ પામે તો, તેમજ દાવાનો એકજ વાદી હોય ને તે મરણ પામે તો, તેમજ વાદી નાદાર થાય તો દાવો બંધ થવા વિશે શું નીયમ છે તે અનુક્રમે લખો?
* એક પુખ્ત ઉમરના આદમીને, એક ખેતર કબજામાં લેવાનો હક ઉત્પન્ન થયા પછી એક ચાર વરસનો નાહાનો છોકરો મુકી સાત વરશે મરી જાય છે. એ નાહાનો છોકરો દસ વરસની ઉમરનો થઈ મરણ પામ્યો છે. આ ખેતર કબજામાં લેવા તેના વંસવારસ કેટલી મુદતમાં દાવો કરવા મુખત્યાર છે?
* "રેસજ્યુડીકેટા" સ્થાપન કરવા સારૂ શું સાબીત થવું જરૂરછે? કુટંબની મિલકતમાંથી ભાગ લેવા વાદીએ એક પ્રતિવાદી ઉપર હાલમાં દાવો કરેલોછે. હાલના પ્રતિવાદીએ પ્રથમ વાદી થઈ એજ મિલકત બાબત હાલના વાદી ઉપર એક દાવો કરયો હતો. તે પ્રથમના દાવામાં તે વખતના વાદીના લાભમાં તે મિલકતનું હુકમનામુ થયું હતું. હાલનો વાદી એવો દાવો કરે છે કે પ્રતિવાદી પાસે, તેના હક કરતાં વધારે મિલકત છે. આ દાવામાં "રેસજ્યુડીકેટા' શી રીતે અસર કરે છે તે લખો?
* લવાદીએ કરેલો નીવેડો ફરી વિચાર ઉપર લેવા પાછો મોકલવા કોરટને શું અધિકાર છે? તથા કયા કાર-

ણાથી લવાદીએ કરેલો નીવેડો રદ થઈ શકે? કેટલી મુદતમાં નીવેડો રદ કરવા અરજી કરવી જોઈએ તથા નીવેડા મુજબ કોરટે હુકમનામું કર્યું હોય તો, તે અપીલ કરવા કેટલી મુદત છે?

❖ 'મનાઈ હુકમ' એટલે શું તેની વ્યાખ્યા કરો? 'જાથુને સારૂ મનાઈ હુકમ'ની વ્યાખ્યા કરો? સાધારણ મનાઈ હુકમ તથા જાથુને સારૂ મનાઈ હુકમ કેવારે કાઢવા કોરટ મુખ્તાર છે?

❖ પોતાના શેઠનું મુનીમ પાસે મુખ્તારનામુ નથી તો તે મુનીમના શું અધિકારો છે?

(૧) પોતાના શેઠને બંધનકારક કરાર કરવાને;

(૨) શેઠ વિરૂદ્ધ થએલો ફેંસલો કબુલ કરવાને;

❖ તા૦ ૧ લી જાનેવારી સન ૧૮૭૧ના રોજ એક સગીર સ્ત્રી ઉપર એક દાવો થયો છે. તા૦ ૧ લી માર્ચ સન ૧૮૭૧ના રોજે તે સ્ત્રી પરણે છે. તા૦ ૧ લી મે સન ૧૮૭૧ના રોજે તે નાદાર થાય છે. તો દાવાનું કામ હુકમનામુ બજતાં સુધી સી રીતે ચાલશે તે વરણન કરો? આ સ્ત્રીએ કરેલા દેવાની જવાબદારી ધણી ઉપર છે કે નહીં?

❖ કયા કારણો ઉપરથી લવાદીએ કરેલો નીવેડો રદ કરી શકાય? કામના પક્ષકારો પંચનો કરેલો ફેસલો દાખલ કરવા કોરટને અરજ કરે છે તો આ ફેસલો દાખલ કરવા કોરટ ના પાડી શકશે? પંચનો ફેસલો દાખલ કરવા કોરટે ના પાડી હોય તો અપીલ થઈ શકે ખરી?

❖ કઈ જાતના દાવા નાદારીમાં થઈ શકતા નથી? નાદારીમાં અપીલ કરવી હોય તો છેવટ ફેસલો થતાં

સુધી શી રીતે કામ ચાલશે તે ધ્યાન કરો?

❖ નિચે લખેલી બાબતમાં મુદત કેવારથી સરૂ થાયછે?

(૧) અગ્રક્રિયાધિકારનો હક અમલમાં લાવવા,

(૨) લગનના હક કાયમ કરવા,

(૩) દગલબાજીના કારણથી મુકત થવા,

(૪) રજીષ્ટર દસ્તાવેજથી લખેલું વચન પુરૂ કરાવવા.

(૫) મુસલમાન વિધાવાને ખોરાકી પોશાકી લેવા.

❖ મુદ્દા કાઢવા વિશે શું નિયમ છે? મુદ્દા કાઢવાને સારૂ સમન કાઢ્યા હોય તોપણ તેજ દિવશે દાવાનો છેવટ નીકાલ થઈ શકે અને કયારે?

❖ જપ્તી કરવાનો હુકમ બજાવવાના કામમાં એક ખેલી કે દુકાનના બારણાં ભાગી શકશે? આ બાબતમાં કોઈ ફેસલો તમારા જાણ્યામાં હોય તે લખો?

❖ હુકમનામા ઉપર ઉલટ હુકમનામુ બજાવવા શું નીયમ છે? તથા કેવા પ્રકારના હુકમનામાને લાગુ છે?

❖ કેવી હકીકત હોય તો સાક્ષીની જુબાની લેવા સારૂ કમીશન કાઢવામાં આવે?

❖ કોઈ ડીસ્ટ્રીકટ કોરટ, સ્માલ કોઝ કોરટમાંથી એકાદો મુકરદમા મંગાવી તેનો ઈનસાફ કરવા સબોરડીનેટ જડજને સોંપી શકે? એમ ધારો કે, યોગ્ય અધીકારીના હુકમથી તે મુકરદમા કાઢી લઈ સબોરડીનેટ જડજે ફેંસલો કરયો હોય તો તે હુકમનામાની અપીલ થઈ શકે?

❖ "ઈનટર પ્લીડર" સંબંધીના દાવા કેવારે થઈ શકે?

❖ ब વિરૂદ્ધ अ, આબરૂ લીધાનો મચકુર પ્રસિદ્ધ કરેછે. તે ઉપરથી પછી क, નોકરીમાં રાખવા ब ને ના પાડે છે. ब જો अ ઉપર આબરૂ લીધાની નુકશા-

નીનો દાવો કરે તો મુદત કેવારથી શરૂ થાય છે?

✤ હુકમનામું, પરરાજ્યનો ફેસલો, ફેસલો થતાં પહેલાં ની જપ્તી, ફેસલો થતાં પહેલાં કેદ, તથા 'ઈનટર પ્લીડર'ના દાવાની વ્યાખ્યા કરો?

✤ જમીન કબજામાં લેવા તથા દરમીયાન ઉપજ મળવા **અ** એ **બ** ઉપર દાવો કરયો છે. કોરટે કબજાનું હુકમનામું કરયું પણ દરમીયાન ઉપજના દાવા વિશે કાંઈ હુકમ કરયો નથી તો દરમીયાન ઉપજનો બીજો નવો દાવો થઈ શકે?

✤ કેવી હકીકત હોય તો હક્ક સ્થાપન કરયાનું હુકમનામું થાય? **ક** નો અઉરસ છોકરો છું એવો હક્ક સ્થાપન કરવા તથા **ક** એ **બ** ને દત્તક દીકરો કરી લીધેલો છે તે રદ કરવા **અ** એ **બ** ઉપર દાવો કરયો છે. દાવાની અરજીમાં મિલકત વિશે કાંઈ લખ્યું નથી. આ દાવો ચાલી શકે છે? અને જો ચાલે તો કેવા કારણોથી? આવા દાવામાં દાવાનું કારણ કયારથી ઉત્પન્ન થાય છે અને કેટલી મુદતમાં દાવો કરવો જોઈએ?

✤ **બ** ના ઉપરના હુકમનામાની બજાવણીમાં, **અ** એ, **બ** ની મિલકત જે કે **ક** ને ત્યાંહાં કબજા ગીરો છે તે ઉપર જપ્તી કરાવી છે. દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૨૮૦ મી કલમ મુજબ **ક** જપ્તી ઉઠાવવા ઈલાજ કરે તો તેનો સમાસ તે કલમમાં થાય છે?

✤ હુકમનામાની બજાવણીમાં કરેલા કયા હુકમો ઉપર અપીલ થાયછે? હુકમનામાની બજાવણીના કામમાં કોરટ એમ ઠરાવે છે કે તે મુદતથી રદ થયું છે તો,

આ હુકમ ઉપર અપીલ છે ખરી?

✤ એક તરફી થએલું હુકમનામુ રદ કરવા કલમ ૧૦૮ મુજબ પ્રતિવાદીએ અરજ કરી તે નામંજુર કરવામાં આવી તો તે હુકમ ઉપર અપીલ છે ખરી?

✤ જમીનનો કબજો **બ** પાસેથી લેવા **અ** દાવો કરે છે. કોરટ ફીના ધારા મુજબ દાવાની કીંમત રૂ૩૦૦૦ ગણવામાં આવી છે તથા જમીનની બજાર કીંમત રૂ૫૫૦૦ છે, તો જે સેકન્ડ કલાસ સબોરડીનેટ જડજની સ્થાનીક દિવાની હકુમતમાં આ જમીન છે, તેનો દાવો તેને સાંભળવા હકુમત છે? જો નહીં તો કઈ બીજી કોરટને સાંભળવા અધીકાર છે?

✤ એક ઘર કબજામાં લેવા **અ** ની સગીર ઉમર હતી તે વખતમાં તેને દાવાનું કારણ ઉત્પન થયું છે. દાવાનું કારણ ઉત્પન થયા પછી સાત વરસે તે લાયક ઉમરનો થાય છે. દાવો કરવાને સાધારણ રીતે જે મુદત ફરમાવી છે તે ઉપરાંત સગીર હોવાના સબબથી તેને કંઈ મુદતનો વધારો મળે છે? અને મળે છે તો કેટલી મુદત વધારે મળશે?

✤ તમારા અસીલનું હુકમનામું તેના પ્રતિવાદીની તમામ માલ મિલકત ઉપર થયું છે; અને તે બજાવવા સારૂ તમારી પાસે તે આવ્યો, તે નીચે લખેલી મિલકત જપ્તી કરવા સારૂ બતાવે છે:—

એક ઘર પ્રતિવાદીના કબજામાં છે તે.
એક ઘર તેણે ગીરો મુકેલું છે તે.
જેવર, શાહુકાર પાસે ગીરો મુકેલું છે તે.
એક સરકારી લોનની નોટ કલેકટર પાસે તારણ દાખલ મુકેલી છે તે.

સોકા પાસે ઘણું કરજણી લેહેણું છે તે.
ત્યારે તમે શો ઈલાજ કરશો. અને કોરટને કેવી રીતે અરજીઓ કરશો?

❀ અ નામનો માણસ પોતાની બઈરિનો કબજો લેવા ફરિયાદ કરે છે અને ફરીયાદ અરજીમાં લખે છે કે, માહારી બઈરિ માહારા ઘરમાંથી ત્રણ વરસથી વધારે મુદત થઈ નીકળી ગઈ છે. એના દાવાને મુદતની હરકત છે કે શું? જંગમ મિલકત એ શબ્દની અંદર બઈરિનો સમાસ થાય છે કે નહી? એવી જાતની ફરિયાદમાં તમો શું હુકમ કરશો? હિન્દુ વિધવાને પોતાના ધણીના સગાઓ ઉપર ખોરાકી પોષાકીની ફરિયાદી કરવી હોય તો સ્માલ કાઝ કોરટમાં ચલાવવી જોઈએ કે શું ? અને એ ફરિયાદ મુનસફની કોરટમાં લેવાય કે નહી? ને લેવાય તો કયારે?

❀ પુણાની ડીસ્ત્રીકટ કોરટે વાદીની તરફેણમાં રૂ૧૦૦૦) નું ખરચ શિવાયનું હુકમનામુ કરયું તે હાઈકોરટે ૧ લી જાનેવારી સને ૧૮૬૩ ને રોજ ખરચ સુદ્ધાં કાયમ કરયું; તા૦ ૧ લી જાનેવારી સને ૧૮૬૭ ને રોજ વાદીએ તે હુકમનામુ બજાવવાની દરખાસ્ત કરી. એ દરખાસ્તનો તમે શી રીતે ફેસલો કરશો? પ્રીવીકાંઉન્સીલના હુકમનામાને આકટ ૧૪ શી તેરેહથી લાગુ પડે છે?

❀ દીવાની વહીવટના કાયદાની કલમ ૩૯ માં તથા ૧૨૮ માં શા તફાવત છે? એ બન્ને કલમો દસ્તાવેજો વિશે છે.

❀ દાવો ચાલતા છતાં પ્રતિવાદી કોરટને અધિકાર નથી

એવી તકરાર કાયદાની માહિતી ન હોવાને લીધે લેતો નથી, પણ હુકમનામું બજાવવાની દરખાસ્ત થયા પછી તે વિશે તેને માલુમ પડવાથી તકરાર કરે છે. એવી બાબતમાં કોરટ કયા કાયદા મુજબ હાથ ચાલી શકશે?

(ब) દીવાની કાયદો, સને ૧૮૮૨ના ૧૪મા આકટની કલમ ૨૫ મુજબ દાવો એક કોરટમાંથી કાહાડી બીજી કોરટમાં મોકલ્યો હોય તો, એક વખત કાયદા મુજબ થએલી શાક્ષીઓની જુબાની નવેસરથી લેવી જોઈએ કે શું?

❀ બાપ પોતાના છોકરાઓમાંથી બે જણ अ ब ઉપર એવી ફરીયાદ લાવે છે કે, જે કાંઈ જમીનનો હું ઉપભોગ કરૂછુ તેમાં છોકરાઓ હરકત કરે છે, તે ન કરે એવો મનાઈ કરી, બાદ બાપ ગુજરી ગયો, તે ઉપરથી તેના છોકરા अ. क. કોરટને અરજ કરે છે કે અમને વાદી ગણીને ब ઉપર ફરીયાદ ચલાવવા દો, તેમાં તજવીજના મુદ્દા શા છે અને તેમાં શો નિકાલ કરશો?—

(ब) નીચે લખેલા દાવાનો નિકાલ કેમ કરશો? अ ને ભાડે આપેલા ઘરનો કબજો લેવા દાવો કરે છે, પ્રતિવાદી તકરાર કરે છે કે, હું વાદીનો ભાડુતી નથી અને ઘર મારી મિલકતનું છે.

❀ જે કામદાર લીલામનું કામ ચલાવે છે તેને માલ મિલકતપર સંબધ રાખનાર લોકો એવું કહે છે કે, એ મિલકત ઉપર હમારો હક્ક છે એવા બતાવેલા

હક્કો જાહેર કરવા જોઈએ, એ વિશે સન ૧૮૮૨ ના ૧૪ મા આાકટમાં કઈ કલમ છે? એ કામદારે જાહેર કરવામાં ગફલત કરી હોય તો તેથી વેચાણ ઉપર શી અસર થશે?

✤ બે વાદીઓએ ભેગા ફરીયાદ કરી. ભેગુ હુકમનામું મળ્યું. જે મિલકત વિશે ફરિયાદ કરવામાં આવી છે તેમાં એક વાદી પોતાનો જેટલો હીસ્સો ધારતો હોય, તે વિશે તેનાથી દરખાસ્ત આપી શકાશે કે શું? અને એ વિશે સને ૧૮૮૨ ના ૧૪ મા આકટમાં કાંઈ ઠરાવ છે કે શું?

✤ જપ્તીનો તથા લીલામનો હુકમ એક્કી વખતે શા વાસ્તે ના કરવો જોઈએ? અને જંગમ તથા સ્થાવર મિલકતનું લીલામ કરવામાં કંઈ ગેરશીરસ્તે કામ થયું હોય તો તેથી કરીને તે લીલામ રદ થઈ શકે છે કે શી રીતે?

✤ સને ૧૮૭૭ ના ૧૫ મા આકટ મુજબ કયા માણસો અશકત છે; ને તેમની મુદતની અશકતતા શી રીતે માણવી?

✤ જે માલ વિશે ફરીયાદ થાય છે તે ખરાબ નહી કરવા વિશે અથવા તેનો વહીવટ કરવા વિશે હુકમ કરવાની ફરજ ડીસ્ત્રીકટ કોરટની હોય અને તે ફરીયાદ નીચલી કોરટમાં ચાલતી હોય તો ડીસ્ત્રીકટ કોરટે શું કરવું?

✤ જુદી જુદી દિવાની કોરટોની તથા સ્માલ કાઝ તથ રેવન્યુ કોરટોની અવલ હકુમત કેટલી તથા કયા પ્રકારની છે તે થોડામાં બતાવો?

✤ હુકમનામુ થયા અવલ મિલકત જપ્ત કેવારે થઈ શ

કે? અને જપ્તી શી તરેહથી કરવી તેનું ધ્યાન કરો? એવી તરેહની જપ્તી થઈ હોય તો તે મિલકત જપ્ત અગર વેચાણ કરવા જે માણસને હુકમનામુ મળ્યું હોય તો તે ચાહે તો કરી શકે કે નહીં?

✤ રૂપીઆ ૧૦૦૦ લેવાને નાસીક સબોર્ડિનેટ કોરટમાં અ એ દાવો કરયો અને તેની મરજી તેના પ્રતિવાદીની મિલકત અમદાવાદમાં છે તે હુકમનામું થતાં પેહેલાંજ જપ્ત કરાવવાની છે તો, જપ્તીનો હુકમ મેળવવાને તથા તેહનો અમલ કરાવી લેવાને શું શું કરવું જોઈએ?

✤ સ્થાવર મિલકત ઉપર મળવેલું હુકમનામું બજાવવામાં શું શું કરવું જોઈએ તે ટુંકામાં બતાવો. એક હુકમનામા ઉપરથી કાંઈ મિલકત વેચાય અને ઉપજમાંથી અવેજ ફાજલ રહે તો તેની બ્યવસ્થા શી તરેહથી કરવી?

✤ તમારે પક્ષકારની શાહેદી લેવડાવવાની મરજી હોયતો શું શું કરવું જરૂર છે? એ વિશે કોરટને શું કરવું પડશે? સમન પોહોચ્યા છતાં કોઈ પક્ષકાર સાહેદી આપવા હાજર ન થાય તો પરિણામ શું થશે?

✤ સ્પેસીયલ અપીલ કયારે થઈ શકે? અને કયારે નહીં થઈ શકે? જે કામામાં સ્પેસીયલ અપીલ થઈ શકતી નથી તેમાં હાઈ કોરટનો અભિપ્રાય લેવો હોય તો શું કરવું?

✤ હક ઠેરવી લેવાનું હુકમનામું એટલે શું? એવું હુકમનામું મળવવાની ફરિયાદ કયારે થઈ શકે? અને એવી ફરિયાદને મુદત કેટલી?

✤ ૧૮૫૨ માં અ એ એક વાડી કબજા સહીત બ ને

ગીરો આપી. ગીરો ખતમાં એવો કરાર હતો કે ૩ વરસમાં વાડી છોડવી નહી લે તો તે ब ની મિલકત થાય. ૧૮૫૪ માં अ મરી ગયો. તેનો क સગીર છોકરો છે. સરત પ્રમાણે વાડી ન છોડવ્યાથી ૧૮૫૫ માં ब એ તે म ને વેચી; ૧૮૬૮ માં क લાયક ઉમરનો થયો. ૧૮૭૦ માં તેણે તે વાડી પાછી લેવાની ફરિયાદ કરવાને ઇરાદે તમને વકીલ કરયા. એવી ફરિયાદ ચાલશે? અને ચાલશે તો ફરિયાદ અરજીનો મશુદો તઈયાર કરો?

✤ (૧) પઈશા અગર બ્યાજ વસુલ લેવા; (૨) પ્રતિવાદીએ સહી કરેલા હિસાબ ઉપરથી પઈસા વસુલ લેવા; (૩) ભાડુતની કસુરથી ઘરને નુકશાન પોહચ્યું હોય તે ભરી લેવા; (૪) પ્રતિવાદીની કસુરથી ઘાસનું કુંદવું બળી ગયું હોય તેની કીંમત વસુલ કરવા; અને (૫) મુસલમાન વિધવા મેહર લેવા દાવો કરે તો કેટલી મુદતમાં કરવો?

✤ દસ્તાવેજ સાદા કાગળ ઉપર હોય અથવા કમી સ્ટાંપ ઉપર હોય તો દિવાની કોરટે દંડ લેવા વિશે નવા સ્ટાંપના કાયદામાં શું લખ્યું છે?

✤ એક દસ્તાવેજ રજીષ્ટર થાય તો પછી તે લખી આપ્યો છે કે નહીં એ જોવાની જરૂર છે કે નહીં? સાધારણ રીતની ફરિયાદ કરયા શિવાય ખતનો અવેજ વસુલ કરવાની બાબતમાં રજીસ્ટરેશન કાયદામાં શું લખ્યુ છે?

✤ વિશેષ (સ્પેસીયલ) રીતે નોધાયેલા દસ્તાવેજની રૂએ પ્રતિવાદીનાથી વખતે હપતો ન અપાયાથી તે દસ્તાવેજના કરાર પ્રમાણે તેનો કુલ અવેજ એકદમ લે

વા વાદી અરજી કરી એકદમ હુકમનામુ માગે છે, તો કોરટે શું કરવું?

❀ કોઈ સરકારી અમલદારે પોતાના હોદ્દાની રૂઇએ કરેલા કામ સંબંધી તેની ઉપર કરેલી ફરિયાદીમાં મુકરદમો કેમ ચાલશે? એવા અમલદાર ઉપર હુકમનામું કેમ બજે છે?

❀ જુનરના સબ જડજની કોરટમાં अ નું ब ઉપર રૂ૫૦૦ નું હુકમનામું થયું છે, તે બજાવવા अ તે કોરટમાં દરખાસ્ત કરે છે, પણ તે દરખાસ્તની વખતે પુનાના સબ જડજની કોરટમાં ब નું अ ઉપર રૂ૪૦૦ નું હુકમનામું થયું છે. अ ની દરખાસ્તમાં ब વાંધો લે તો ચાલે કે નહી? ચાલે તો કેટલા રૂપીઆ સુધી અને દીવાની કામચલાવવાના કાયદાના કયા આધાર પ્રમાણે?

❀ એક સખસ પાસે પઇશા નથી તેને બીજા શખસના ચાકરના ગફલતના કાંઇ કામથી શરીરે ઈજા થઈ છે અને તે બીજા સખસ પાસેથી નુકશાન લેવા માગેછે. તમે તેને શી સલાહ આપશો? નાદારીમાં ફરિયાદી કરવાને કોઈએ અરજી કરી હોય ત્યારે પેહેલાથી તે છેલા સુધી શું શું કામ ચાલશે તે બયાન કરો?

❀ अ એ પોતાનું એક ખેતર રૂ૭૫ ના અવેજમાં ब ને ગીરો આપ્યું છે, ब તે ખતને રજીસ્ટર કરાવતો નથી, પણ ત્રણ મહીના પછી પોતાનો હક્ક क ને આપે છે અને ખત તેને હવાલે કરે છે, क તેજ પ્રમાણે પોતાનો હક્ક ग ને આપે છે અને ग વળી ड ને વેચાણ આપે છે. ड જુએ છે કે તે ખત

કદી રજીસ્ટર થયું નથી તેથી રજીસ્ટર કરનાર અમલદારને અરજ કરે છે. એકલા ક ને એવી અરજ કરવાનો અધીકાર છે કે નહી? અને તે દસ્તાવેજ રજીષ્ટર કરાવવાનો તેનો હક્ક છે કે નહી?

✤ अ ૩૯૯ ब પાસેથી કરજે લે છે ને તેના અવેજમાં એક ખેતર આપે છે અને એવી શરત કરે છે કે છ મહીના પછી ફલાણે દહાડે રૂપીયા પાછા આપવા. બન્ને સખ્શોની એવી મરજી છે કે વાયદાને દહાડે રૂપીયા નહી અપાય તો ધીરનાર સંક્ષેપ રીતે પોતાના રૂપીયા વસુલ કરી શકે. વિશેષ નોંધણી (સ્પેશીયલ રજીસ્ટ્રેશન) એવા કામને લાગુ પડશે કે નહી? લાગુ પડે તો તેનું કારણ શું? એમ ધારીએ કે, તે દસ્તાવેજ લઈને રજીષ્ટર કીધો અને જે દહાડે રૂપીયા લેહેણા થયા તે દહાડે અને ત્યાર પછી अ તે જગ્યાથી ગયો અને તેનું ઠેકાણું માલમ પડી શકતું નથી, તો ब શો ઈલાજ કરી શકે છે?

✤ એક ગીરો છોડવવાનો હક્ક બંધ કરવાના મુકરદમામાં રજીષ્ટર કરનાર અમલદારે ગીરો ખત ઉપર એવો શેરો લખેલો જણાય છે કે ગીરો આપનારે એટલે તમારા અસીલે મારી રૂબરૂ કબુલ કરયું છે કે, અવેજ પહોંચ્યો છે. તમને તમારા અસીલે કહ્યુ છે કે અવેજમાંથી થોડા રૂપીયા પહોંચ્યા છે. કહો કે તમે તમારા અસીલને શી સલાહ આપશો?

✤ કોઈ વશીયતનામું ચલાવનારે કોઈ વારસો કબુલ કરયા પછી સાડા છ વરશે તેણે જેટલા રૂપીયા લેહેણા કબુલ કરયા છે તે લેવા વારસ તેના ઉપર ફરિયાદી કરે છે, તો તેને મુદતનો બાધ થશે કે નહીં?

ધારો કે તેને મુદ્દતનો બાધ છે, પણ કાયદામાં ઠર-
માવેલી મુદ્દત પુરી થતાં પેહેલાં, જેઓના બોલવા
ઉપર કશો શુકન નહી લઈ જવાય એવા બે શા-
હેદોની આગળ વસીયતનામું ચલાવનારે કહ્યું હતું
કે દાવો કરેલા રૂપીયા ખરેખર દેવા છે. વસીયત-
નામું ચલાવનાર મુદ્દતની તકરાર લેશે તો તે ચાલી
શકશે કે નહીં?

* કોઈ ટ્રસ્ટીને કાંઈ વસ્તુ સોંપેલી હોય તે, તે બાઈ
  ગયો હોય તો તેની પાસેથી પાછી લેવાને કેટલી
  મુદ્દતમાં ફરિયાદી કરવી જોઈએ? અને તેના મુઆ
  પછી તેના વારસ વકીલ ઉપર કેટલી મુદ્દતમાં તેવી
  ફરિયાદી ચાલશે?

* રૂ૧૫૦ લેઈને એક ચાઠો (પ્રોમીસરી નોટ) લખી
  આપી છે તે રૂપીયા પાછા આપવાની મુદ્દત છ મ-
  હીનાની કરી છે અને એવી શરત કરી છે કે વા-
  યદો ચુકે તો, દર સેંકડે દર મહીને ૫૦ ટકા લેખે
  બાજ આપવુ તો સ્ટાંપનો કર કેમ ગણવો?

* પુરાવામાં આપેલા વગર સ્ટાંપના અથવા ઓછા સ્ટાં-
  પના દસ્તાવેજો વિશે દીવાની કોરટનો શો અધિકાર
  છે? એક દસ્તાવેજની પીઠે હાલના સ્ટાંપના કાય-
  દાની ૨૫ મી કલમ પ્રમાણે કલેકટરે શેરો લખેલોછે
  ને તે દસ્તાવેજ દીવાની કોરટમાં રજુ થયોછે અને
  તે કોરટના અભિપ્રાયમાં તેના ઉપર ઓછો સ્ટાંપ
  છે તો, તે કોરટે શું કરવું?

* કોરટની મારફત તથા કોરટની બાહાર થએલા પંચ
  ના ફેસલાઓ કોરટમાં નોંધવાનો તથા અમલમાં
  લાવવાનો કેવો વહિવટ છે તે સવિસ્તર બતાવો?

* અમદાવાદના રેહેનાર **અ** એ પોતાનું સુરતમાંનું ઘર **બ** પાસે ગિરો મુકયું અને ગિરો ખત અમદાવાદ મુકામે લખી આપ્યું. **બ** ની મરજી એવી છે કે સુરતની કોરટમાં ફરિયાદ કરીને પોતાના પઈશા **અ** નું ઘર વેચાવીને તથા તેની જાત ઉપર લેવા. તો **બ** ને વાસ્તે ફરિયાદીનો મસુદો કરો. અને ફરિયાદીમાં જે દાદ માગશો તેજ દાદ માગવાનું કારણ શું તે સવિસ્તર લખો!
* ભરૂચ શેહેરમાં **અ** નામનો ગ્રહસ્થ રહેછે, તેની એક તે શેહેરમાં દુકાનછે તે, તેનો કાયદેસર ગુમાસ્તો ચલાવે છે. તો એ દુકાનનું કોઈ ઉપર લેહેણું હોય તો એ ગુમાસ્તો ફરિયાદ કરી શકે? અને કોઈનું લેહેણું એ દુકાન ઉપર હોય તો તે એ ગુમાસ્તા ઉપર ફરિયાદ લાવી શકે? **અ** ભરૂચ ન હોવાથી દુકાનનું લેહેણું વસુલ કરવા તેનો ગુમાસ્તો કોઈ માણસ ઉપર પાંચ હજાર રૂપીયાની ફરિયાદ માંડે છે. પછી પ્રતિવાદીએ કેફિયત આપ્યાની અગાઉ **અ** ભરૂચ પાછો આવે છે, તો દાવો જારી રેહેવાને કાંઈ થશે કે કેમ?
* સન ૧૮૭૧ના ૯ મા આકટથી મુદતના કાયદામાં નાટા મોટા કયા તફાવતો થયા છે તે બતાવો?
* નવી મુદત કયે કયે પ્રસંગે ગણવામાં આવે છે તે સવિસ્તરથી બતાવો?
* નોધવાવાળા અમલદારની રૂબરૂ કોઈ માણસ કબુલ કરે છે કે મેં ખત લખી આપ્યું છે ખરૂં, પણ કબુલતના શેરા ઉપર હું સહી કરવાનો નથી. તો અમલદાર સને ૧૮૬૬ ના આકટ ૨૦ પ્રમાણે શું કરી

શકે? અને સને ૧૮૭૧ ના આક્ટ ૮ પ્રમાણે શું કરી શકે?

ब ની ઉપર પઈસા બાબત મેળવેલા હુકમનામાની બજાવણીમાં अ એ તેનું ઘર વેચાવીને ૧૮૬૫માં क ખરીદદારને આપ્યું. તેજ ઘર म પાસે ગિરો હતું, અને તે ઉપર તેણે ૧૮૬૩ માં હુકમનામું મેળવ્યું હતુ. એ હુકમનામું તેણે ૧૮૬૭ માં બજાવી ઘરને જપ્ત કરાવી વેચાવ્યું તે इ એ લીધું. તો क અને इ એ ઓના એકમેકની સામા હક્ક શી તરેહના છે તે બતાવો?

મોહોડાનો કરાર કરીને अ એ પોતાનું ઘર ब ને વેચી કિમ્મત રૂપીયા ત્રણ હજાર લઈને કબજો આપ્યો. ત્યાર પછી તેજ ઘર પાંચ હજાર રૂપીએ क ને વેચીને વેચાણનો દસ્તાવેજ બરોબર રીતે નોંધાવી આપ્યો. હવે કબજો લેવાને વાસ્તે क જો ब ની ઉપર દાવો કરે તો ચાલે?

નોંધણીવાળા અમલદારની રૂબરૂ આવેલો દસ્તાવેજ કમી સ્ટાંપ ઉપરછે એવું તેનું મત હોય પણ તેની ખાત્રી થાય કે સ્ટાંપનો કર ન આપવાને ઈરાદે કમી સ્ટાંપ લગાવેલો નથી તો તેણે શું કરવું? અને સ્ટાંપ પુરો કરવાની રજા તે આપી શકે કે નહી?

ફરિયાદ અરજીને સ્ટાંપ ઓછો છે એવી તકરાર પ્રતીવાદીએ કરી તોપણ, કોરટ ભુલથી એમ ઠરાવ કરેછે કે સ્ટાંપ બરોબર છે. તો પ્રતિવાદીનો શું ઈલાજ? હવે જો પ્રતિવાદીની તકરાર ઉપરથી કોરટ હુકમ કરે કે વાદીએ આટલો સ્ટાંપનો કર આપવો અને તે જો વાજબીથી વધારે હોય તો વાદીનો શું ઈલાજ છે?

(કાઠીયાવાડની વકીલોની પરિક્ષા.)

- કેવી હકિકતો હોય ત્યારે નવો દાવો કરવાને ૧૮૫૯ ના ૮ આકટ ક. ૨ થી પ્રતિબંધ થાય છે?
- હક ઠરાવવા બાબતની ફરિયાદી કયારે કરી સકાય છે?
- કેવી હકીકત હોય ત્યારે કોરટને દાવાની અરજી ના મંજુર કરવાને અધિકાર હોય છે?
- કોઈ પણ પ્રતિવાદીને સામો દાવો કરવાને કયારે છુટ હોય છે? **अ** એ **ब** ના ઉપર ફરિયાદી માંડીછે. **ब** કેહે છે કે **अ** નું લેણું મેં ચુકતે હિસાબે પતાવ્યુ છે. અને વળી સામો દાવો કરે છે. એવુ શાબેત થાય છે કે **अ** નું **ब** ઉપર કાંઈ પણ બાકી લેણુ નથી. અને એથી ઉલટુ **ब** નો સામો દાવો સાબીત થયો છે. ત્યારે કોરટે કેવું હુકમનામું કરવું જોઈએ?
- મુળ દાવાની કોરટમાં તમને એક પક્ષકાર તરફથી વકીલ નીમ્યા છે. તો પેહેલી રજુવાત તમારે કઈ કઈ બાબતો સારૂ તઈયાર રહેવું જોઈએ?
- દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂઈએ કયા કયા કારણોને માટે કમીશન નીમી સકાયછે?
- કોઈ પણ રિવાજ મુકદમામાં દસ્તાવેજી પુરાવો રજુ કરવા બાબત જે જે નિયમો હોય તે સ્પષ્ટ રિતે દરશાવો?
- બાનગી રહેલ વાદી ઉપર સોંપેલી બાબતમાં થયેલો નિવેડો વાદી કોરટમાં દાખલ કરાવવાને તથા અમલમાં લાવવાને વાદી અરજ કરે છે. પ્રતિવાદી દલીલ કરે છે કે, એ નિવેડો થયો છે. તેમાં હું પક્ષકાર તરિકે સામેલ નહીં હતો. તો કોરટે કેમ વરતવું

જોઈએ અને વાદીએ કેવો ઉપાય લેવો જોઈએ?

- જપ્ત કરેલી મિલકત ઉપરના દાવા તથા તે મિલકતના વેચાણ-બાબત હરકત કરવામાં આવે તેની તજવિજ કેમ કરવી જોઈએ? એવી તજવીજમાં કઈ મુળ બાબતનો નિરણય કરવો જોઈએ.
- કોઈ પણ સખસને જ્યારે પાછળથી પક્ષકાર તરિકે ઉમેરવામાં આવે ત્યારે તેના સબંધમાં દાવાનો ક્યારથી આરંભ થાય છે.
- કોઈ પણ એજનસી કોરટમાં ફેસલા ઉપર કઈ કઈ બાબતમાં સરકારને અપીલ કરી શકાતી નથી?
- લીમડીના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબની કોરટમાં **અ** એ નાણાં સબંધી હુકમનામું મેળવ્યું છે. **બ** ની લીમડી મધ્યેની મિલકતની જપ્તી આ-સમયથી થઈ ગઈ છે. એવું કારણ જણાવી ઝાલા-વાડના આસીસ્ટંટ પોલીટીકલ એજંટની હકુમતની હદમાં પંડે મેળવેલું હુકમનામું બજાવવાની દરખા-સ્ત કીધી તે પ્રમાણે ઝાલાવાડના આસીસ્ટંટ પો-લીટીકલ એજંટ સાહેબની હકુમતની હદ મધ્યેની **બ** મીલકત જપ્ત કરવામાં આવી. પાછળથી **અ** એ જપ્તી ઉઠાડી લઈ હુકમનામુ લીમડીની કોરટમાં પાછું મોકલવાની દરખાસ્ત કીધી. અને તેનો સબબ એવો બતાવ્યો કે હવે લીમડી મધ્યેની **બ** ની મિલકત ઉપર જપ્તી કરી સકાય છે. એ કાયદાસર છે. કારણો સહીત જવાબ આપો?
- કિયા અધીકાર અમલમાં લાવવા બાબત શું મુદત બાંધવામાં આવી છે? થાળ મુકેલી મિલકત ઉપર બોજ રાખનારનું લેણું હોય તો ચુકવી

આપી તે મિલકત છોડવવાનો પોતાનો થાળ મુ-
કવાનો હક વેચે છે. અને તે વેચાણ રદ કરાવવાને
ફરિયાદી કરવામાં આવી હોય તો એવો હક ખરીદ
કરનારાએ ખરેખરો કબજો લીધોછે, એમ કહી સકાય!

✤ દ્વેસબુદ્ધીથી અને બાજબી અને સંભવીત કારણ વિ
ના કોઈએ દિવાનીમાં દાવો કરયો હોય, તેણે કરીને
જે નુકશાન થાય તે વસુલ કરવાને દિવાનીમાં ફરિ
યાદ કરી શકાય છે?

✤ કરનલ વાકર સાહેબના બંદોબસ્તનું બંધન એનો
અરથ શું? બ અમુક ખેતરો થાળમાંથી છોડવવાનો
હક ધરાવનાર તરીકે અ એ ખેતરોનો કબજો લેવાને
બ ઉપર ફરિયાદી કરે છે. અને એવું કેહેવામાં
આવે છે કે જે વડીલ તરફથી વાદી પોતાને એ
ખેતરો ઉપરનો મળેલો હક્ક જણાવે છે. તેણે (વડી
લે) સન ૧૭૭૭ માં તે ખેતરો થાળ માંડયા હતા
અને તે થાળ રાખનારે પોતાનો હક જે સખસોને
માંડી આપેલો તેમની અથવા એવા શખશોએ જે
મનો પોતાનો હક્ક માંડી આપેલો, તેમની પાસેથી
પ્રતિવાદીએ સન ૧૮૫૬ માં વગર હકે કબજો લઈ
લીધો છે. તો એ દાવાને કાંઈ પ્રતિબંધ લાગે છે.
કારણો સહીત જવાબ આપો?

---

✤✤ ગુજરાત અને કાઠીયાવાડના હિંદુશાસ્ત્રના જે
પ્રમાણ પુસ્તકો ગણાતા હોય તે અનુક્રમે દર-
સાવો? મહારાષ્ટ અને કાઠીયાવાડ મધ્યે ઉત-
રાધિકારનાં શાસ્ત્ર બાબતનાં કાંઈ અમત્યના
ભેદ હોય તે કહો?

✤✤ વિધવાને વારસો મળવા વિશે જે સામાન્ય નિયમો

હોય તે કહો? કાઠીઆવાડમાં એવા કાંઈ વિશેશ દેશાચાર છે કે જેની રૂઈએ વિધવાને વડીલોપારજીત મિલકતનો વારસો મળી શકે છે. અને જો મળી શકે છે તો કેવી સરતોથી? એક વિધવાને વારસો મળી ચુકયો છે. હવે તે જો દત્તક લે તો તેણીના હક ઉપર કેવી અસર થાય છે?

❖ કાઠીઆવાડમાં જે શાસ્ત્ર વજનદાર ગણાય છે તે પ્રમાણે નીચે લખેલી બાબતોમાં કોઈ પણ વિધવાને શું હક છે. તે સંક્ષેપમાં દરસાવો?

અ. દત્તક લેવા બાબત.

બ. ભરણ પોષણ બાબત.

❖ જ્યારે એકથી વધારે વિધવા હોય ત્યારે દત્તક કોણ લઈ શકે છે?

❖ કેટલી હદ સુધી વારસો મળવામાં અંધાપા વડે કરીને અટકાવ થાય છે?

❖ હિંદુઓની ચાર જાતીમાં અનોરસ છોકરાના વારસા સંબંધી શું હક હોય છે?

❖ કોઈ પણ અવિભક્ત કુટંબમાં બાપ અને તેના દીકરાઓનો હક વડીલોપારજીત અને બાપની સ્વોપારજીત મિલકતમાં શું હોય છે?

❖ હિન્દુશાસ્ત્રમાં જે બાર જાતના પુત્રો જણાવેલા છે તેના નામ કહો? દત્તક કોણ લઈ શકે છે? અને દત્તક કોણ થઈ શકે છે?

❖ સ્ત્રીધનની વાખ્યા આપો. સ્ત્રીધન બારસામાં કોને મળી શકે છે? જે મિલકત કોઈ પણ વિધવાને તેણીના ધણી તરફથી વારસામાં મળે છે તેની

ધન કહેવાય છે?

✤✤ કોઈ પણ અવીભકત હિન્દુને કુટંબી મિલકત-
માંનો પોતાનો ભાગ વેચવાનો થાળ મુકવાનો અને
બક્ષીસ આપવાનો કેટલો અધિકાર હોય છે?

✤✤ કેવાં લગનો હિન્દુશાસ્ત્રે મને કરેલાં છે?

✤✤ હિન્દુશાસ્ત્રની રૂઈએ કયાં મુખ્ય કારણોથી વારસો
મેળવવામાં અયોગ્યતા ઉત્પન્ન થાય છે?

✤✤ મૃત્યુપત્ર દ્વારાએ પોતાના કબજા મધ્યેની મિ-
લકત પોતાની મરજી પ્રમાણે વેંહેચી આપવાને
કોઈ પણ હિન્દુને કેટલી હદ સુધી હક્ક છે?

---

✤✤ આ સવાલો કાઠીયાવાડની ગઈ પરીક્ષામાં પુછ-
વામાં આવ્યા હતા તે જુદા દાખલ કરવામાં
આવ્યા છે.

---

# પ્રકરણ ૩ જું.

## ફોજદારી.

✤ એક જમીન વાસ્તે **અ** અને **બ** એ બન્ને વચે ક-
જીયો થયો. એ જમીન ઉપર મારો હક છે એવુ
સમજી **અ** એ **બ** ને ધમકી આપીને કહ્યુ કે, જ-
મીન ઉપરનું તુલ ઉખેડી નાખીશ અને એ ઈરાદો
જોર જુલમથી પાર પાડવાને વાસ્તે માણસો એકઠાં
કીધાં. **બ** એ પણ પોતાની મિલકત બચાવવાને વા-
સ્તે માણસો મેળવ્યાં હવે ટંટો ચાલતાં **બ** એ **અ**

ને છરાથી મારયો. બ ના ઉપર કામ ચાલ્યું ત્યારે જવાબ દીધો કે, મેં અ ને મારયો તે ખાનગી બચાવનો હક ચલાવતાં મારયો છે; હવે બ નો જવાબ બરોબર છે; એટલે બ એ અ ને મારયો તે પોતાના ખાનગી બચાવનો હક ચલાવતાં મારયો એવું ગણવાને બ ની તરફથી શું સાબીત કરી આપવું જોઈએ?

✤ પીનલકોડની કલમ ૩૦૦ માં જે પાંચ અપવાદો લખેલા છે કે જેમાં શિક્ષણીય મનુશ્યવધ એ ખુન થતું નથી તે કયા?

✤ અ એ બ નામના સોનીને એક કડું ઘડાવવા કાંઈ સોનું આપ્યું. કડું ઘડાયા પછી બ એ અ ને કહ્યુ કે, પહેલી મારી ઘડામણી આપો નેપછી કડું લઈ જાઓ; તે ઉપરથી અ, એ તે કડું ઓચાવી લઈ નાસી ગયો. હવે અ એ શું ગુન્હો કરયો?

✤ તોહોમતવાળો એમ જવાબ આપે છે કે, કેફને લીધે મારાથી ગુન્હો થયો, તો તે જવાબ બરોબર છે? જો તોહોમતવાળો કહે કે, ફલાણો ગુન્હો મેં ધમકીથી કીધો તો તે જવાબ બરોબર છે?

✤ અ ની ઉપર બ નું અપહરણ તથા ખુન કરયાનું કામ ચાલતુ હતું તેમાં ફરિયાદી તરફ નિચે લખેલો પુરાવો રજુ થયો:—

(૧) મ નામનો ચીફ કાન્સ્ટેબલ જબાની આપે છે કે, એને પકડયો તે વખતે મારી આગળ તેણે ગુન્હો કરવાનું કબુલ કીધું.

(૨) મ વળી એવું પણ કહે છે કે, મને અ એ કહ્યુ કે, "ચોરીનો માલ ફલાણે ઠેકાણે સં-

નાહુશો છે" અને તે પ્રમાણે મોહાંથી તે નિકળ્યો.

(૩) **બ** ને સોગન અગર પ્રતિજ્ઞા આપ્યા શિવાય **અ** ની ગેરહાજરીમાં એક માજીસ્ટરેટે **બ** ના મરણની અગાઉ તેની જુબાની લખી લીધી હતી તે.

(૪) જે માજીસ્ટરેટે **અ** ને કમિટ કીધો હતો તેની આગળ એક શાહેદી જુબાની આપી મરી ગયો તે જુબાની.

(૫) સીવીલ સરજનનો એક રિપોરટ તથા સરકારના કેમિકલ (રસાયણ પરીક્ષક) એકઝામિનરનો એક રિપોરટ. એ બંને રિપોરટોમાં એવું લખેલું હતું કે (તોહોમતવાળાના) મોકલેલાં કપડાં હમે તપાસ્યા અને તે ઉપર લોહીના ડાઘા છે. ઉપર લખેલા પુરાવામાંથી કયો લેવાય અને કયો ન લેવાય?

❖ ગુન્હો થવાની ખબર સરવે લોકોએ આપવી જોઈએ એવી તેમના ઉપર કાંઇ ફરજ છે? અને છે તો કયા કામમાં અને કયા પ્રકારના કામમાં?

❖ કોઈ માણસ અપકાળે અથવા અકસ્માત મરી જાય તેની શું તજવીજ કરવી અને કોણે કરવી?

❖ કયા કામોની અંદર અને કઈ કોરટોથી માફી અપાય? માફી આપેલો માણસ ખોટી શાહેદી આપે તો તેના ઉપર થી તરેહથી કામ ચલાવવું?

❖ અપીલ કેવારે થઈ શકતી નથી? (૧) સજા, સબાર્ડિનેટ માજીસ્ટરેટે કરી હોય તો અપીલ કોને કરવી? (૨) ફુલપાવર માજીસ્ટરેટ; (૩) સેશન જડજ અને

(૪) આસીસ્ટંટ સેશન જડજે સજા કરી હોય તો, અપીલ કોને કરવી?

❀ કોઈ માણસને દોષ મુક્ત કરીને છોડી મુકયો હોય તો, તેનાં પરીણામ શું? કોઈ તોહોમતવાળાને માજીસ્ટરેટ છોડી મુકે અને ફરિયાદી નારાજી થાય, તો તેણે કામ ફરી ચલાવવાને વાસ્તે કોની પાસે ઈલાજ કરવો?

❀ સને ૧૮૬૯ના ૮ મા કાયદાથી ફુલપાવર માજીસ્ટરેટની સ્થિતીમાં શા શા ફેરફાર થયા છે? (૧) પોતાના અધિકાર સંબંધી (૨) ડિસ્ત્રીકટ માજીસ્ટરેટ સંબંધી. (૩) શેશન કોરટ સંબંધી, અને (૪) હાઈ કોરટ સંબંધી?

❀ દંડ વસુલ કરવાના કયા નિયમો છે તે કહો? ને તેને કેટલી મુદત લાગુ પડે છે? ધારો કે દંડ નહીં આપે તો તેને બદલે કેદની જેટલી શિક્ષા આપી હોય તે કોઈએ ભોગવી છે તો પછી દંડનો કાંઈ ભાગ વસુલ થઈ શકે કે નહીં? થઈ શકે તો કેટલો?

❀ નુકશાનના બદલામાં દંડ આપવાના કયા નિયમો છે તે કહો? સેશન કોરટથી એવો બદલો આપી શકાય કે નહીં? ધારો કે કોઈ માજીસ્ટરેટે દંડની શિક્ષા કરી છે, અને દંડનો એક ભાગ ફરિયાદ કરનારને નુકશાનને બદલે આપ્યો છે, તો શિક્ષાનો હુકમ ફરી જાય તો કાયદાના કયા નિયમ પ્રમાણે માજીસ્ટરેટે દંડ પાછો પાછો આપવાની તજવીજ કરવી જોઈએ?

❀ સરતી માફ કયારે અને કોનાથી આપી શકાય?

❀ સુલેહ રાખવાને કોઈ સખશો થા માટે મુચરકો નહીં લખી આપવો તેનું કારણ બતલાવવાને તેના

ઉપર સમન કાઢતા પેહેલાં માજીસ્ટ્રેટે શી શી તજ વીજ કરવી જોઈએ તે કહો?

* બુદ્ધિપુરવક મોત આણવા સુધી સરીરના બચાવની બચા વનો હક્ક કયા કયા ગુન્હાઓમાં વાપરી શકાય છે તે ઓના નામ દો? તે હક્ક વાપરવામાં કયાં કયાં પ્રતિ બંધો છે તે કહો?

* મદદગારી (અબેટમેંટ) એટલે શું? પોતે કરેલા ગુન્હા ને કોઈ શખસ મદદગારી કરી શકે કે નહીં?

* સાધારણ સરવ લોકને પીડા (પબ્લીક ન્યુસન્સ) એટલે શું? એટલે શું શું કરે તો તે ગુન્હો થાય? કોઈ બા ડુતે અમુક મિલકતનો કબજો લીધો તે પેહેલાં એ ક સાધારણ સરવ લોકને પીડા હતી તો તેને માટે તે જવાબદાર થઈ શકશે કે નહીં?

* (૧) **અ** એ **બ** નામના ઘડિયાળીને એક ઘડિયાળ શા મારવા આપ્યું તે **બ** ના કબજામાં હતું તેવામાં **અ** એ રાતની વખત **બ** નું ઘર ફોડયું ને **બ** ના જાણ્યા વગર અને તેની રજા વગર તે ઘડિયાળ લ ઈ ગયો--(૨) **અ** એ **બ** ને પોતાનું ઘડિયાળ શમા રવા આપ્યું અને **બ** એ તે ઘડિયાળને કંઈ કરયું નથી એટલામાં **બ** ની દુકાનમાં પેશીને જબરાઈથી **બ** ના હાથમાંથી તે ઘડિયાળ લઈ ગયો તો ઉપર કહેલી દરેક હકીકતમા **અ** એ કયા ગુન્હા કરેલા કેહેવાય?

* આબરૂ લેવી એટલે શું? એવા કયાં તોહોમત છે કે જે બીજા સખસની આબરૂને નુકશાન કરવાના ઈરાદાથી મુકવામા આવ્યાં હોય તે પણ તે આબરૂ લે વા જેવાં મણાય નહીં? કોઈ તોહોમતવાળા ઉપર તપાસ ચાલે છે તે વખતે અને તેની જબાની લેતો

બખતે, તે કંઈ જુઠું બોલી સખસની આબરૂ લેવા જેવું બોલ્યો તો, તેને શિક્ષા થઈ શકશે કે નહીં?

✤ ક્રિમિનલ પ્રોસીજરકોડની કલમ ૧૯૦ અ. પ્રમાણે અધિકાર મળેલા ફુલપાવર માજીસ્ટ્રેટને એક પોલીસ કામદારે ગુન્હો બન્યાનો રિપોર્ટ કરયો. એ ગુન્હો એવો હતો કે જે વિશે પરિશિષ્ટના ત્રીજા કોષ્ટકમાં એવું લખેલું છે કે વારંટ શિવાય પોલીસ પકડશે નહી. એવા રિપોર્ટ ઉપરથી એ માજીસ્ટરેટ પોતાનું વારંટ પોલીસને મોકલી શકે કે નહી? કારણો લખવાં.

✤ કોઈ માજીસ્ટરેટની કોરટની રૂબરૂ કોઈએ કોરટનું અપમાન કરયું હોય તો, તે કોરટ ગુન્હેગારને કેટલો દંડ તથા કેદ કરી શકે છે. સેશન કોરટને એટલોજ અધિકાર છે કે વધારે છે?

✤ જુ૦ ક્રિ૦ પ્રો૦ ની ક૦ ૧૬૮, ૧૬૯ અથવા ૧૭૦ માં લખેલાં સ્વરૂપનો ગુન્હો કે જેનો ઈનસાફ સેશન કોરટ અથવા ડિસ્ત્રીકટ માજીસ્ટરેટ કરી શકે છે તેવો ગુન્હો પોતાની રૂબરૂ થયો એવું સેશન કોરટને માલમ પડે તો ગુન્હેગારને સજા કરવાનો રસ્તો સેશન કોરટને કયો છે.

✤ જમીન બાબતની તકરાર ક્રિ૦ પ્રો૦ કોડના ૧૨ મા બાબ પ્રમાણે કોણ હાથ ધાલી શકે છે? કામ શી રીતે ચલાવવામાં આવે છે અને ફેસલો કરવાને શું આધાર હોવો જોઈએ?

✤ જવા આવવાના હક્ક વિશેની તકરારમાં ગમે તે માજીસ્ટરેટ હાથ ધાલી શકે છે? અને ઘાલી શકે તો કેટલે દરજ્જે?

✤ એક માજીસ્ટરેટે સજા કરી તે સેશન કોરટની નજર

માં ઘણી વખત આવી, અપીલ કરવામાં આવી ન હતી તોપણ સેશન કોરટે પોતાનું મત હાઈકોરટને રિપોર્ટ કરી જણાવ્યું. એ કામમાં હાઈ કોરટ શું કરી શકે? અને કરી શકે તો ક્રિ૦ પ્રો૦ કોડમાંનો આધાર બતાવો?

- રાણીના શીક્કાનું નાણું ખોટું બનાવવા બાબત એક સખશને અગાઉ શિક્ષા થઈ છે, તેજ સખશ ઉપર એક વખત વાપરેલો સરકારી છાપ પાછો બીજી વખત જાણી જોઈને વાપરવાના ગુન્હાની સાબિતી થઈ છે. પેહેલા ગુન્હાની સાબિતી બીજી વખતના ગુન્હાની ચોકશીમાં પુરાવામાં દાખલ કરાય કે નહીં? કરાય તો કઈ રીતે અને બીજી વખતના ગુન્હાને સારૂ કેટલી શિક્ષાને તે પાત્ર થાય છે?
- મનુશ્ય ચોરવું એટલે શું? કોઈ પણ પ્રકારે બાપ ઉપર પોતાના બચ્ચાને ચોરી લઈ ગયાનો ગુન્હો લાગુ પડશે કે નહી? જવાબમાં કારણો બતાવવાં.
- કેફી વસ્તુ ખાવાની તથા પીવાની ટેવ હોવાને લીધે, એક માણસ ભ્રમિષ્ટ થયો છે અને તે પીનલકોડ મુજબનો કાંઈ ગુન્હો કરે છે પણ તે ગુન્હો એવો છે કે અમુક રીતની માહિતી છતાં તે કામ કરેલું હોય તોજ ગુન્હો થાય છે. ઉપલો માણસ શિક્ષાને પાત્ર છે કે નહી? કારણો બતાવવાં.
- **બ** એ ખુનનો ગુન્હો કરયો છે એવું ધારવામાં આવે છે. એ ગુન્હાની ફરિયાદ **બ** ઉપર કરવાની ધમકી **અ** એ આપીને રૂ૧૦૦૦ **બ** પાસેથી **અ** એ લીધાછે. **અ** એ કયા કયા ગુન્હા કરયા તે બતાવો?
- તોમદારે કરેલી કબુલત થી રિતે ફક્તરે લખી લેવી

જોઈએ, તે ખુલાસા વાર લખો, તથા સી જરૂરની વાત રીતસર નહીં કરી હોય તો પુરાણામાં તે કબુલત દાખલ થઈ સકતી નથી. આ ઉપરના બએ લા ફેસલા બતાવો.

❀ ગુન્હા ઘર મેળે માંડી વાળવા બાબતમાં કાયદાનો શો નિયમ છે? રાણી વિરૂદ્ધ રહીમતના કામમાં હાઈકોરટે આવા કામમાં જે ઠરાવ કરયો છે તે ટુંકી હકીકતથી બતાવો.[૧]

❀ એક સખસને એક ગુન્હા માટે સજા થઈ હોય તો, તેજ ગુન્હા માટે તેને ફરીથી કેવારે સજા થઈ શકે છે?

(૧) ब ના નોકર તરીકે એક નોટ ચોરવાનું તોમત अ ઉપર છે અને તે છુટી ગયો છે. अ ના ઉપરે ફકત ચોરીના તોમતની તજવીજ થઈ શકે ખરી?

(૨) ग ને બુદ્ધી પુરવક વ્યથા કરવાના તોમતમાં क ને સજા થઈ છે. क ને સજા થયા પછી ग મરી જાય છે, તો क ઉપર ખુનના ગુન્હાની તજવીજ થઈ શકે?

(૩) ग નું અપહરણ કરવા માટે अ ને સજા થઈ છે. તેજ હકીકત ઉપરથી अ ને ડાકાઈટીના તોમતમાં સજા થઈ શકે?

❀ જાણી જોઈને ખોટી ખબર આપવાનો ગુન્હો તથા ખોટા આરોપ મુકવાનો ગુન્હો એ બે વચ્ચે શું ભેદ

---

૧ નવા અંકમાં આ વિશે ખુલાસો થઈ પરીક્ષામાં જુદુ આસાન છે તે જુવો.

છે તે બતાવો. તમારા જવાબો ઉદાહરણો સાથે આપો!

✤ કોરટના અપમાનનો તિરસ્કાર એટલે શું? પોતાની કોરટના અપમાનનો તીરસ્કાર કરયા બાબત તે કોરટ કેવારે તે ગુન્હાનો ઈનસાફ કરી સકે? પોતાની કોરટ રૂબરૂ કોઈ ખોટી સાક્ષી આપે તો, તે ગુન્હાનો ઈનસાફ પોતે કરી શકે?

✤ કેવી બાબતો હોય તો ખુનનો ગુન્હો ખુનથી ઉતરતા દરજાનો સિક્ષાપ્ય મનુશ્યવધ થાય?

✤ ૧૭ વરસની ઉમરનો **બ** છે, તેને આપઘાત કરવામાં **અ** ઉસકેરણી કરે છે, તો **અ** એ, જે ગુન્હો કરયો તેનું બરાબર તોમતનામું લખો?

✤ ઈનસાફ ચાલતાં કોરટને ધારવાને કારણો મળ્યાં છે કે તોમતદાર ગાંડો છે તો કોરટ કયા નિયમ મુજબ કામ ચલાવસે?

✤ આબરૂ લેવી એટલે શું? તેની મુખતેસર સમજ જે કાયદામાં બતાવી હોય તે લખો?

(૧) **અ** એ એમ કહ્યુ કે "**બ** લુચ્ચો હોવો જોઈએ કેમકે તેણે જે જુબાની આપી તેમાં ઘણો ફેરફાર છે.

(૨) **અ** એ એમ કહ્યુ કે "**બ** ની જુબાની હું માનતો નથી કેમકે હું જાણુ છું કે તે જુઠો આદમી છે!

આ બન્ને કામમાં **અ** એ શું ગુન્હા કરયા?

✤ કંઈ ગુના હીત કર્મ કરવાના કામમાં જો એક કરતાં વધારે આદમીઓ સામીલ થએલા હોય તો તેઓ તેજ ગુન્હાના જરૂર કરીને ગુન્હેગાર થતા નથી એવા ઉદારણ સાથે દાખલા બતાવો!

✤ **અ** નામનો એક બ્રાહ્મણ ઢેડની બાયડી સાથે બલિ ચારી થએલો છે, અથવા માંસ મદીરા પાન કરેછે, અથવા મુસલમાન અથવા પારસી તથા યુરોપીયન સાથે ખાય છે, **બ** નામનો એક બ્રાહ્મણ આ વાત પોતાની ન્યાતના મુખી આદમીને કહેછે, એવાં કારણથી કે, આ વાતનો જરૂર કાંઈ બંદોબસ્ત થવો જોઈએ. નાતના મુખી આદમીએ ન્યાતના બીજા ગ્રહસ્થો તરફ સુચના મોકલી કે અમુક વખતે તથા જગાએ આ વાતનો બંદોબસ્ત કરવા સારૂ સરવ જનોએ એકઠા થવુ. સરવ આદમો એકઠાં થયાં, અને **અ** ને સવાલો પુછયા બાદ ઠરાવ કરવામાં આવ્યો કે, જો તમે (**અ**) શાસ્ત્ર પ્રમાણથી એક અઠવાડીયાની અંદર ન્યાતના મુખી રૂબરૂ દેશીત પાશ્ચિત નહીં કરો તો ન્યાત બાહાર છો. **અ** ને ન્યાત બાહાર મુક્યો છે. હવે સવાલ એવો છે કે જો કંઈ પણ ગુન્હો થતો હોય તો, **બ** અથવા ન્યાતનો મુખી અથવા ન્યાતના બીજા આદમીઓ જેઓ મીટીંગમાં હતા તેઓએ શું ગુન્હો કરયો છે? પુરણ વિવેચનથી આ સવાલનું નિરાકરણ કરો.

કદાપી જો **બ** એ ઉપર કહેલી હકીકત છપાવી હતે અથવા ન્યાતના મુખીએ ઠરાવ ન્યુસપેપરમાં છપાવ્યો હતે તો તેથી કંઈ ફેરફાર થતે?

✤ સરકારી નોકરે રીતસર પ્રસિદ્ધ કરેલા હુકમ નહી માનવામાં આવે તો શું ગુન્હો થાય છે?

(૧) અપકૃત્ય બગડવા અથવા બંધ કરવાનો હુકમ કરવા કેવાં કારણો હોય તો માજીસ્ટરેટ મુખત્યાર છે? આવો હુકમ નહી માને

તો શું પરીણામ નીપજે?

✤ એક આદમીને ચોરી કરવાનાં તોહોમતના કામમાં સેશન કોરટમાં બીજી વખત સજા થાય છે, તો કેદની સજા તથા સમુદ્રપારની સજા ઓછામાં ઓછી અથવા વધારેમાં વધારે તે કોરટ કેટલી કરી શકે?

✤ અ તથા બ નો એક મજમુ ઘોડો છે. અ તે ઘોડો પોતાના કબજામાં લઈ બ ને નુકશાન કરવાના હેતુથી ગોળીથી મારી નાખે છે. અ એ આ કામમાં શું ગુન્હો કરયો?

(૧) જો ઘોડો મારી નહી નાખતાં અ તે ઘોડાને વેચી, તેની કીમતના રૂપીઆ પોતે પોતાનાં ખાતે જમે કરે તો તેણે શું ગુન્હો કરયો?

(૨) આ બંને કામમાં અ શું શિક્ષાને પાત્ર છે?

✤ સબોર્ડિનેટ માજીસ્ટરેટ કોને કહેવો? તે કોને અને કયા કામો પ્રત્યે તાબામાં ગણાયછે? એકાંત કેદની શિક્ષા કરવા, તથા ફટકાની શિક્ષા કરવામાં, સબોર્ડિનેટ બીજા વરગના માજીસ્ટરેટનો શું અધિકાર છે તે વરણવો?

✤ ફોજદારી કામ કેવી રીતે ઉત્પન્ન થાય છે? વારંટ વીના પકડવાના પોલીસને કયા કયા અધિકારો છે? કેવી હકીકત હોય તો, પોલીસ અમલદાર શકદાર ગુન્હેગારને પકડવા માટે ઘરમાં પેસી શકે?

✤ સમનના કેસ તથા વારંટના કેસ વચ્ચે શું ભેદ છે તે બતાવો? સંક્ષેપ ચોકશી કરવાની શી રીત છે?

✤ એક ફુલપાવર માજીસ્ટરેટ એક આદમીને ચોરીના ગુન્હા માટે એક વરસની સખત કેદની સજા કરેછે.

સેશન કોરટમાં અપીલ થતાં× ત્રણ વરસની સજા કરે છે. આ સજા કાયદેસર છે જો કાયદાસર નહી હોય તો, ઓછામાં ઓછી કેટલી સજા તે કોરટ કરી શકે?

✚ કેવી હકીકત હોય તો તોહોમતદારને કરેલી સજા સાથે ફટકાની સજા કરવામાં આવે? ફટકાની સજા અમલમાં લાવવા માટે શું નીયમો છે તે બતાવો?

✚ કયા ગુન્હાઓનું તોહોમતનામું, સાથેજ મુકી શકાય તથા સાથેજ ઈનસાફ થાય?

(૧) એક તોહોમતદાર ઉપર એક ગુન્હાનું તોહોમત મુકયું છે તો બીજા ગુન્હાનું તોહોમત મુકી સજા થઈ શકે?

✚ "ખાનગી બચાવનો હક" એનો ખુલાસા વાર અરથ બતાવો. તે હક બુદ્ધિપુરવક મોત કરતાં સુધી કેવારે પહોચે છે?

(૧) તમે એક સરીયામ મોટા રસ્તા ઉપર ચાલ્યા જાઓછો તે વખતે, તમારા તરફ ગાડી એક ઘણા વેગથી દોડતી આવતી તમે દેખોછો. થતી ઈજાથી તમે બચવા ખાતર એક છોકરો જે કે તમારી નજીક હતો તેના ઉપર પડી જાઓછો અને તેથી તે છોકરો મરી ગયો. તમે કાંઈ ગુન્હો કરયો છે? અથવા કરયો તો શું ગુન્હો કરયો?

---

× સજા વધારવાનો અપીલ કોરટનો અધિકાર હાલ નવા કાયદાથી બંધ થયો છે.

✤ એક ઘર ફોડીને તેમાંની મિલકત લઈ જવા સારૂ अ, ब તથા क ને ઉશ્કેરે છે અને પોતાની તરવાર પણ તેઓને આપે છે. ब તથા क ઘર ફોડી અંદર જતાં એક આદમીએ તેઓને અટકાવ્યા તે વારે તેને તરવારથી મારી નાખે છે. આ ત્રણ શખ્સોએ હરેક જણે કયો કયો ગુન્હો કીધો?

✤ હંગામો, બીગાડ, સાપરાધ બળ, તથા બુદ્ધિપુરવક બ્યથાની વાખ્યા લખો? તથા મનુષ હરણની પણ વાખ્યા લખો?

✤ અપહરણ કરવાનો ગુન્હો કરવામાં કોઈ બુદ્ધિપુરવક બ્યથા કરે તો ઓછામાં ઓછી કેટલી સજા છે?

✤ अ નામના એક બ્રિટીસ પ્રજાએ એક ગુન્હો દેશી રાજ્યમાં કરેલો છે, તે બ્રીટીશ ઇંડીયામાં રહેલો છે. કેવારે, અને કેવી રીતે, તથા કયા કાયદાના અનવયથી તેનો ઈનસાફ બ્રીટીસ ઈન્ડીઆની કોરટમાં થશે?

✤ દક્ષણ હૈદરાબાદના નીઝામની રઈયત अ ત્યાંહાં ચોરી કરે છે. ચોરીની થોડી મીલકત માહારાણીના રાજ્યના સોલાપુર ગામમાં પોતાના દોસ્ત ब ને આપે છે, જે કે તે મિલકત ચોરીની છે એમ જાણી બદદયાનતથી રાખે છે. ब તે મિલકત પુણામાં લઈ જાય છે અને ત્યાંહાં વેચી દે છે. ब કયા ગુન્હાનો તકશીરવાન છે?

✤ કોઈ ગુન્હેગારને દોષ મુક્ત કરયો હોય તો તેના વીરૂધ અપીલ થાય છે? જો થતી હોય તો કોણ કરે અને કઈ કોરટને થાય? જે મુકદમા જુરીથી ઈનસાફ થયો હોય તે કામમાં સજા કરવા ઉપર, તે

મજ છોડી મુકવાના ઠરાવ ઉપર, અપીલ કરવામાં કંઈ બાધ રહેલો છે? જેવારે તોહોમતદારે પોતે કરેલી કબુલતથી પોતે ગુન્હેગાર ઠરેલોછે તો કેવારે અપીલ થઈ શકે?

- રાણી વિરૂદ્ધ બાઈ રતનના કામમાં શું ખાસ ઠરાવ થયેલો છે? તપાસ, તજવીજ, તથા ઈનસાફ કરવાની વાખ્યા બતાવો? પોલીસની ડાયરી કોરટમાં રજુ કરાવવા માટે કોઈ વકીલ તેને કેવારે ફરજ પાડી શકે?
- જે ગુન્હાનો ઈનસાફ સેશન કોરટ કરી શકે એવા ગુન્હાનું કામ માજીસ્ટરેટે શી રીતે ચાલાવવું તે બ્યાન કરો?
- अ નામના એક ગુજરાતી બ્રાહ્મણને પરણવાની ઈચ્છા થઈ છે. ब નામની એક કણબી વીધવા છોકરા વિનાની છે તે, अ ને જઈ કેહે છે કે, હું તમારીજ ન્યાતની છું અને મારે એક क નામની દીકરી છે તે રૂ૨૦૦) આપો તો પરણાવું. अ એ એ પ્રમાણે સરત કબુલ કરી. હવે क, એક વાણીઆ જે કે જાત્રાએ ગયો હતો તેની બઈરી હતી. જેવારે अ રૂપીઆ આપે કે તરત ब તથા क વચે વેહેચી લેવા ઠરાવ કરયો. ગામનો એક જોશી ड નામનો હતો તેણે મુરત જોઈ એક સારો દીવસ નકી કરયો, અને તે દીવસે તે જોશીએ ગોર થઈ બંનેને પરણાવ્યાં. ત્યાર બાદ अ એ ब ને ઠરાવ મુજબ રૂપીઆ આપ્યા તેમાંથી અડધા રૂપીયા ब એ क ને આપ્યા. બે મહીના સુધી अ અને क ધણીધણીયાણી માફક રહયાં છે; જાત્રા ગએલો વાણીઓ પાછો આવ્યા પછી ફરીયાદ કરે છે. શું ગુન્હો

अ, ब, क તથા म એ કરેલા છે તે કાહો!

✤ મીતાક્ષરાના નિયમ મુજબ એક આબરૂદાર તથા ધ
નવંત હીંદુ કુટંબના अ ब તથા क માણસો છે.
આ ત્રણમાંથી કોઈને સ્વસંપાદીત મીલકત નથી.
क એ એક ગુન્હો કરયા માટે તેને ૩ વરસની સ
જા તથા રૂ૩૦૦૦) દંડ કરવામાં આવ્યો છે. સજા થ
યા પછી ત્રણ દીવશે क જેલમાં મરી ગયો છે,
તો કરેલા દંડ વસુલ થઈ શકશે? જો થતો હોય
તો કેવી રીતે, કઈ મિલકતમાંથી તથા કેટલી મુદતમાં?

✤ મોત કરતાં સુધી ખાનગી બચાવનો હક કેવારે અ
મલમાં આવી શકાય છે? કોઈ સ્ત્રી ઉપર બેમરી
યાદા ભરેલી રીતે હુમલો કરવો તથા બળાત્કાર
સંભોગ કરવાની કોશીશ કરવી, તે બન્ને વચ્ચે શું ભે
દ છે તે બતાવો?

✤ માજીસ્ટરેટે એક તોમતદારની જુબાની લીધી બાદ
તોમતદાર દફતરના કાગળ ઉપર સહી કરવાની ના
પાડે છે. આ કામમાં તોમતદારે કાંઈ ગુન્હો કરયો
છે જો કરયોછે તો ક્યો તે કારણો સહીત દરશાવો?

✤ એક સખસને ઘાએલ કરી अ, તેને કુવામાં નાખી
દે છે તે એવુ જાણીને કે, તે મરી ગયો છે. વઈદ
કય અમલદારની સાક્ષી લીધાથી એવું સાબીત થ
યુંછે કે, મોત જે થયુંછે તે પાણીમાં ડુબી જવાથી
થયું છે અને ઘા વાગ્યાથી થયું નથી. अ એ શું
ગુન્હો કરયો છે તે કારણો સહીત જવાબમાં લખો?

✤ આબરૂ લીધાના તોમતમાં કેવી હકીકત હોય તો
પ્રસીદ્ધ થએલી હકીકત અથવા છપાએલી વાત ખ
રી છે એવો બચાવ તોમતદાર તરફે ઉતરૂ થાય

છે? રેવીઝન કોરટ તરીકે હાઈ કોરટ આવા કેસ બામાં વચમાં પડી સકે ખરી?

✤ જે ગુન્હાને માટે વારંટ નીકળ્યા સીવાય પોલીસ અમલદાર પકડી શકે નહીં, અથવા જેને વાસ્તે વારંટ નીકળ્યું નથી તેવા ગુન્હામાં કેવારે પોલીસ અમલદાર તે સખસને અટકાવી રાખે?

✤ ખાનગી આદમીઓને પકડવા શું અધિકાર છે? તથા પકડ્યા પછી તે આદમીઓને શું કરવું; કેવારે પકડવા ખાનગી આદમીઓની ફરજ છે?

✤ ગુન્હા ઘર મેળે માંડી વાળવા વિશે શું નિયમ છે? જે કામ ઘર મેળે માંડીવાળી સકાય નહીં તેવા કામમાં ફરિયાદી ફરીયાદ પાછી કાઢી લઈ શકે? જો કાઢી લઈ શકે તો કયા કામોમાં?

✤ કોઈ વારંટના મુકરદમામાં તોમતનામુ બનાવવામાં માજીસ્ટરેટની ભુલ થઈ હોય તો તેથી શું થાય છે? અપીલ કોરટ, અથવા ફરી તજવીજની કોરટનો આવા કામમાં શું અધીકાર છે?

✤ પોતાની રૂબરૂ દિવાની કોરટમાં કરેલા ગુન્હા માટે તે કોરટને શું અધીકાર છે?:—

(૧) ખોટી સાક્ષી આપવાના કામમાં.

(૨) બદદ્યાનતથી ખોટા દસ્તાવેજ વાપરવો.

આવા કામમાં સી રિતે કામ ચલાવવું તે બતાવો તથા આવાં કામ સેસન કોરટમાં કમીટ કરવા કાંઈ હદ બાંધવામાં આવી છે?

✤ કેવી હકીકત હોય તો સેકન્ડ કલાસ માજીસ્ટરેટ માફી આપી શકે? માફી આપવામાં સેસન કોરટનો શો અધીકાર છે, તથા તે કોરટ તે અધિકાર કેવો

રીતે અમલમાં લાવે?

- તોમતદાર અમીર હોવાને લીધે બચાવ કરી શકતો નથી; તેમજ તે અમીર છે તે કારણને લીધે છોડી મુકવામાં આવ્યો છે, તો કેવી રીતે કામ ચલાવવું? કેવી હકીકતથી અને કયા અખત્યારથી તોમતદાર ને છોડી મુકવામાં આવે?
- 'જડજ', 'વિશેષ કાયદો', 'બદદ્યાનત', 'સુદ્ધબુદ્ધી', 'દસ્તાવેજ', તથા 'કીમતી દસ્તાવેજ' આ શબ્દની વાખ્યા લખો?
- એક સબ જડજની કોરટમાં પોતાની રૂબરૂ એક યુરોપીયન બ્રીટીસ પ્રજા, કોરટનું અપમાન કરવાનો ગુન્હો કરે છે તો, તે બાબતમાં સી રીતે કામ ચલાવવુ? (જે વારે તે એમ ધારતો હોય કે, તોમતદારને રૂ૨૦૦ દંડ કરવાથી બરાબર સજા થશે) (અથવા જે વારે તે એમ ધારે કે તોમતદારને કેદની સજા થવી જોઈએ).
- દિવાની કોરટ કેવારે, અને કયા ગુન્હાના કામમાં, તોમતદારનો ઈનસાફ થવા માટે સેસન કોરટમાં કમીટ કરી શકે? જુડીસીયલ કામમાં જે વારે એક સાક્ષીએ ઈરાદા પુરવક ખોટી સાક્ષી પુરી હોય તો, તે કામમાં તે દિવાની કોરટ તેને સેસન કમીટ કરી શકસે?
- એક આદમી ગમતમાં પોતાના દોસ્ત તરફ બંદુક તાકીને બતાવે છે અને તે બંદુકનો વાંદો પાડી દે છે, અને તેથી તે દોસ્ત મરણ પામે છે. જો તેણે કંઈ ગુન્હો કર્યો હોય તો શું ગુન્હો કર્યો છે?
- કેવી હકીકત હોય તો, તોમતદારની ગેરહાજરીમાં મે

આએલી જુબાની તે તોહોમતદારના ઈનસાફની ત જવીજ વખતે પુરાવામાં દાખલ થઈ શકે!

* ફોજદારી તજવીજમાં સાક્ષીઓની હાજરી મુકી દઈ શકાય? જો મુકી દેવામાં આવે તો કેવી હકીકત હોય તો? તથા તેની જુબાની શી રીતે લેવી!

* સારી ચાલચલગત રાખવા સારૂ ૧ લા વરગના મા જીસ્ટરેટ સાહેબે તમારા અસીલના જામીન માગ્યા છે તો તમે તમારા અસીલ તરફથી કઈ કોરટમાં અપીલ કરશો!

* એક તોહોમતદાર ઉપર ખોટો દસ્તાવેજ બનાવ્યાના ગુન્હાનું તોહોમતનામું લખો!

* ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે શાક્ષીની જુબાનીમાં તેનું નામ, ઉમર, તથા ગામ લખવું જરૂરીઆત છે? તથા જુબાનીમાં શું શેરો કરવો પડે છે!

* ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં કેટલી જા તની ફોજદારી કોરટો કરી છે! માજીસ્ટરેટ કેટલા વરગના કરેલા છે અને તેઓ પ્રત્યેક કેદની સજા કેટલી કેટલી કરી શકે છે!

* એક બીજા વરગનો માજીસ્ટરેટ એક તોહોમતદાર ઉ પર નીચે પ્રમાણે સજા કરે છે:—

  ચાર મહીનાની શકુત મજુરી સાથે કેદ, તે મ ધ્યેથી બે માસ એકાંત કેદની સજા કરે છે. આ સજા કાયદેસર છે!

* એક ગુન્હો અ એ પુણાના ડીસ્ત્રીકટમાં કરયો છે અ ને તેને બ એ સતારા જીલ્લામાં મદદગારી કરી. બ નો ઈનસાફ કયાં થવો જોઈએ? જો એકાદો ઈન

સાદી અથવા આકરી આટા ડીસ્ટ્રીકટમાં થઈ હોય, અને સજા અગર હુકમ થયો હોય તો, તે સજા અથવા હુકમ રદ થઈ શકે? જો રદ થાય તો કેવી હકીકતથી?

- કઈ જાતના ગુન્હાની ચોકશીમાં દીવાની કોરટ, ચોકશી કરવાના કારણસર માજીસ્ટરેટનો સઘળો અધિકાર ચલાવે છે?

  એક સબોર્ડિનેટ જડજ રૂબરૂ એક સાક્ષી આવેલો છે, તે સાચું બોલવાની ધરમ પ્રતિજ્ઞા લેવા ના પાડે છે. તેને શિક્ષા કરવા વિશે સબોર્ડિનેટ જડજનો શું અધિકાર છે? એમ ધારો કે તે સાક્ષી પછીથી માફી માગે તો તે જડજ કામ ચુકવી રહ્યા પછી પણ કબુલ રાખી શકે?

- કયા ગુન્હા કાયદાસર રીતે ઘર મેળે માંડીવાળવામાં આવે? તોહોમતદારે કરેલી કબુલત માજીસ્ટરેટે દફ્તરમાં શી રીતે લખી લેવી?

- એક ફરિયાદીના કબજાના ખેતરનો પાક ચોરવાનાં, તથા ફરિયાદીને ખેતરની બાહાર કાઢી મુકયો તેથી સાપરાધ બળના તોહોમતની સજા એક તોહોમતદારને માજીસ્ટરેટે કરી છે. માજીસ્ટરેટ, ફરિયાદીને ખેતરનો કબજો અપાવવા ઠરાવ કરે છે. આ હુકમ કાયદાસર છે? ખેતર કબજામાં લેવા ઉપર કહેલો તોહોમતદાર પછીથી દાવો કરી શકે? એમ ધારો કે, જે સબોર્ડિનેટ જડજની કોરટમાં તેણે દાવો કરયો છે તે દાવો એકદમ કાઢી નાખે એવું ઠરાવીને કે માજીસ્ટરેટે કબજાનો ઠરાવ કરેલો છે. અને કદાપી માજીસ્ટરેટનો હુકમ ગેરકાયદે

હતો તો, તે ઉપર અપીલ કરવી જોઈતી હતી તો સબોર્ડિનેટ જડજનો ઠરાવ ખરો થશે કે ખોટો?

- કોઈ શાહેદ ખોટી સાક્ષી પુરેછે એવું કેવારે કહેવાય? એક સાક્ષી પ્રતિજ્ઞા ઉપર કહે છે કે:--"હું ધારૂ છું કે તે સહી **અ** ની છે, જે સહીને વાસ્તે ખરેખરી રીતે **અ** ને કાંઈ માનવાપણું નથી" તેણે ખોટી પ્રતિજ્ઞા કરી છે?
- એક દીવાની દાવામાં પ્રતિવાદી લખેલો જવાબ દાવાની અરજીનો આપે છે, તથા તેના ઉપર એકરાર કરે છે પણ તે જાણે છે કે તેમાં લખેલી વાત ખોટી છે. આ કામમાં તેણે કાંઈ ગુન્હો કરયો છે? જો કરયો હોય તો કયા કાયદા મુજબ?
- હુકમનામાનો દેણદાર પોતાના હુકમનામાના લેણીયાતોને પોતાની મિલકત કાયદા પ્રમાણે નહી વેચાવવાનાં કારણથી તે મિલકતની કીમત મુજબ વેચાણ કરી આપે છે, તેણે કાંઈ ગુન્હો પીનલકોડથી સજા થઈ શકે એવો કરયો છે?
- **બ** ના નામ ઉપર નીકળેલો સમન તેના ઉપર કાયદાસર પોહોચેલો છે એવું બતાવવાના ઈરાદાથી **અ** એક નીસાની સમન ઉપર કરે છે. સમનમાં ફરમાવ્યા મુજબ **બ** હાજર થતો નથી કેમકે તેને સમન પોહેચ્યો નથી અને તેથી **બ** હરકતમાં આવે છે, આ કામમાં **અ** એ શું ગુન્હો કરયો છે?
- 'ચોરી', અપહરણ, જબરાઈથી કઢાવવું તથા ડાકાઈટી વચ્ચે શું ભેદ છે તે બતાવો? શું હોય તો કંબાઆનો ગુન્હો થાય?
- એક તોઆતદારના ઉપર જે ગુન્હાનું તોમત છે તે શુ

ન્હાનું કામ કરવાની વાત તેણે કબુલ કરી, પણ બચાવમાં જાહેર કરે છે કે ખાસ્તીને લીધે કરવા જ રૂર પડી હતી. આ જોઈએ તેવો બચાવ છે?

❖ નિચે લખ્યા ગુન્હામાં શું અવશ્ય તત્વ હોવું જોઈએ તે મુખ્તેસર રીતે બતાવો:--

(૧) ખોટા પુરાવો બનાવવો.

(૨) હંગામા કરવો.

(૩) અપહરણ.

(૪) ધણી અથવા ધણીયાણી જીવતાં છતાં ફરીથી લગ્ન કરવું?

❖ અ એ પોતાના વાહાણનો વિમા ઉતરાવ્યો છે, વિમા વાળાને નુંકશાન કરવાના ઈરાદાથી, મુંબાઈ અને કરાંચી વચ્ચે, તે વાહાણને આગ લગાડે છે. અ એ શું ગુન્હો કરયો છે? અને કયા કાયદા વિરૂદ્ધ તથા કયા નિયમને અનુસરીને તેનો ઈનસાફ થશે?

❖ શું હોય તો ગુન્હો કરવાની કોસીસ કહેવાય? ઉદાહરણ આપી તમારો જવાબ લખો. ખાલી ગજવું કાતરવાની કોસીસ કરવી એ ગુન્હો છે?

❖ જે વારે કોઈ ગુન્હાની સજા ફકત દંડનીજ હોય તો, તે દંડ નહી આપે તો, ગુનેગારને કેવી જાતની તથા કેટલી મુદતની સજા કરી સકાય છે?

❖ તોમતનામામાં ગુન્હો શી રીતે લખવો, તથા કઈ બાબતની હકીકત લખવી જરૂરની છે? દાખલા આપી બતાવો?

❖ પ્રોસીક્યુટર માફક કામ ચલાવવા ફરીયાદીનો હક છે કોઈ ફરીયાદીએ કામ ચલાવવા બારીસ્ટર રાખ્યો હોય તો સરકારી વકીલનો તેના ઉપર શું અખત્યાર

રહેલા છે?

* કયા સખ્સોને પોલીસ અમલદાર વારંટ વિના કેદ કરી શકે? કેદ કરેલા શખસને પોલીસ અમલદારે શું કરવું? પોલીસની કેદમાં વધારે રોકાણ નહી થવા બાબત કાયદાનો શું નીયમ છે?

* તોહોમતદાર પાસે જામીન કેટલા રૂપીયા સુધીનો માગવો તેની શી હદ છે?

* **ब** ની પાસેથી એક ગાય **अ** ચોરે છે અને વેચી દે છે. શુદ્ધબુદ્ધીથી **क** તે ગાય રૂ૧૦૦) વાસ્તે ખરીદ કરે છે. ગાય તથા રૂપીયા બંને પોલીસ પકડી જે માજીસ્ટરેટ ઈનસાફ કરે છે તેની રૂબરૂ હાજર કરયાં છે. આ મિલકતની બ્યવસ્થા વીશે માજીસ્ટરેટ કાંઈ હુકમ કરી શકે? જો કરી શકે તો, શું હુકમ તેણે કરવો જોઈએ?

* ઘણી મીલકત એક ઘરમાંથી ચોરીએ ગયાનું કામ (પીનલકોડ કલમ ૩૮૦ મુજબ ) એક પોલીસ અમલદારે બીજા વરગના માજીસ્ટરેટ તરફ મોકલ્યું છે. આ અમલદારે વિચારયું કે જો તોહોમતદાર ગુન્હેગાર ઠરે તો,હુ જેટલી શીક્ષા કરી શકુ તેના કરતાં તોમતદાર વધારે શીક્ષાને લાયક છે તેથી તે માજીસ્ટરેટે તે કામ તરત તે પોલીસ અમલદારને હુકમ સાથે પાછુ મોકલ્યું કે તમારે પેહેલા વરગના માજીસ્ટરેટ તરફ આ કામ મોકલવું. બીજા વરગના માજીસ્ટરેટે જે રીત ચલાવી, તે કાયદેસર છે, અગર કાયદાસર નથી તો, તેણે બીજો શું રસ્તો લેવો જોઈતો હતો?

* બુદ્ધીપુરવક બ્યથા કરવાના તોહોમત માટે એક પોલીસ અમલદાર વગર વારંટે તોહોમતદારને પકડે છે,

૨૪ કલાકમાં તપાસ પુરી નહી થઈ રેહેવા-
લીધે, નજીકના માજીસ્ટરેટ તરફ લખાણથી મા
ણો કરે છે કે, તોહોમતદારને બે દીવસ વધારે કે
રાખવા મંજુરી આપવી જોઈએ. માજીસ્ટરેટ
રીકે તમે મંજુરી આપશો? અગર નહી તો શ
વાસ્તે?

❀ બ્રીટીસ પ્રજા નથી એવો એક યુરોપીયન, ખુનના
મતમાં એક માજીસ્ટરેટ તરફથી સતારાના સેસન
ડજની કોરટમાં ઈનસાફ થવા કમીટ કરવામાં આ
વ્યો છે. સેશન જડજ તેનો ઈનસાફ જ્યુરીથી ક
કે આસેસરથી? જો જ્યુરીથી કરે તો, જ્યુરી શી
તે ભરવી? પુણા જીલ્લામાં જયાં જ્યુરીથી ઈનસા
રવામાં આવે છે ત્યાંહાં શી રીતે થતે?

❀ 'નીષેધાની' તથા ફરી તજવીજ એ બન્ને કામમાં
સત્તા હાઈકોરટ વાપરે તે તમને જેટલી ઈયાદ
૫ તેટલી વિગતથી લખો?

❀ પોતાના અધિકારનો તિરસ્કાર કરવાના ગુન્હા
તે કોરટ તોહોમતદારનો ઈનસાફ કરી શકે?

❀ તમારી અગાડીના અમલદાર રૂબરૂ એક સાક્ષી
ખોટી જુબાની આપેલી, તે સાક્ષી ઉપર ખોટ
તિસાના તોહોમતનું કામ ચલાવવાની મંજુરી મ
સબોરડીનેટ જડજ તરીકે તમને એક આદમ
અરજી કરેલી છે, તમે આ મંજુરી આપશો?

❀ **બ** ખરેખરી રીતે **અ** પાસે પઈસા માગે છે. **અ**
ગેરહાજરીમાં તેને ઘેર **બ** જઈ ખોટી વાતો
**અ** ની ઓરતને સમજાવી તેનો ઘોડો લઈ દ
આ કામમાં **બ** એ કંઈ ગુન્હો કરયો છે, તે

રખો તો શું ગુન્હો?

✤ અ ના ઘરની જપ્તી લેતાં તેના ઘરમાંથી તેનઃ ક બજામાંના ખોટા દસ્તાવેજ પોલીસ સોધી કાઢે છે. અ ની પાસે આવા દસ્તાવેજ હતા તેથી તેણે કંઈ ગુન્હો કરયો છે?

✤ કયા કામમાં કરારનો ભંગ કરવો એ ફોજદારી ગુન્હો થાય છે?

✤ બુદ્ધી પુરવક, ગેરકાયદે તથા સરકારી નોકરની વ્યાખ્યા લખો?

✤ જે કામો ઉપર ખાનગી બચાવ કરવાનો હક નથી એવાં કામો બયાન કરો. તથા મિલકત બાબતમાં ખાનગી બચાવનો હક કેવારે મોત કરતાં સુધી પોહોંચે છે?

✤ કમીટીંગ માજીસ્ટરેટ રૂબરૂ એક શાક્ષીએ આપેલી જુબાની, સેશન કોરટમાં વાપરવા આરજ કરવામાં આવી છે. ખુલાસાથી લખો કે આ પ્રમાણે શી રીતે થાય. (૧) શાક્ષી જેવારે સેશન કોરટમાં હાજર હોય ત્યારે. (૨) જ્યારે તે શાક્ષીને બોલાવ્યોજ નથી તેવારે?

✤ અપીલ થયા વિના ૧ લા વરગના માજીસ્ટરેટે ચુકવેલો કેશ સેશન કોરટ મંગાવી શકે? ૨ જા તથા ૩ જા વરગના માજીસ્ટરેટે ચુકવેલા કામો તોહોમતદારની અરજી ઉપરથી સેશન કોરટ મંગાવી શકે?

✤ 'સેશનનનો મુકરદમો', 'માજીસ્ટરેટનો મુકરદમો', 'કોમનીઝેબલ ગુન્હો', 'સમન્સનો મુકરદમો', તથા ચોકસીની વાખ્યા લખો તથા ખુલાસો કરો?

✤ સંક્ષેપ ચોકસી એટલે શું? તથા કયા ગુન્હાનો સંક્ષેપ

રીતે ઈનસાફ થાય છે? સંક્ષેપ રીતે ઈનસાફમાં સ
ભાના ઠરાવ ઉપર અપીલ કરવા વિશેનો શું નીયમ
છે તે ખ્યાલ કરો?

- ૩ જા વરગના માજીસ્ટરેટ રૂબરૂ એક આદમીને એ
  ક વરસની સજા તથા દંડની શિક્ષા થઈ શકે એ
  વા ગુન્હાના કામમાં સજા થઈ છે. (૧) જો, તે
  માજીસ્ટરેટ ગુન્હેગારને દંડ તથા કેદની સજા કરે તો
  દંડ નહી આપવાની ગુન્હેગારીના બદલામાં વધારેમાં
  વધારે કેટલી સજાને તે લાયક થશે? (૨) જો, તે
  ગુન્હેગારને ફકત દંડનીજ સજા કરવામાં આવે તો
  દંડ નહી ભરવાની ગુન્હેગારી બદલ કેટલી સજાને
  લાયક થશે?
- કાયદા વિરૂદ્ધ મંડળી વિખેરી નાખવા બાબતમાં શું
  નિયમ કાયદાના છે તે સંક્ષેપમાં દરસાવો?
- સરકારી નોકરે રીતસર પ્રસિદ્ધ કરેલા હુકમાનું અ-
  પમાન કર્યાનો ગુન્હો સ્થાપન કરવા શું સાબીત
  થયું જોઈએ?
- **અ**, **બ**, તથા **ક** એ ત્રણ જણા મળી અપહરણ
  કરે છે તેમાં **બ** તથા **ક** તે કરતી વખતે મહાવ્ય-
  થા કરેછે. શીક્ષાની જવાબદારી દરેક ઉપર શું રહીછે?
- 'ખોટી પ્રતિજ્ઞા આપવી' તથા 'ખોટા પુરાવો બનાવ
  વો' એ બન્ને ગુન્હા વચ્ચે મુખ્ય ભેદ શું શું રહેલાછે?
- 'સાપરાધ પ્રવેશ,' તથા 'ઘર ફોડવું' એ બન્નેની વા
  ખ્યા લખો?
- બોલેલા શબ્દો વડે આબરૂ લીધાનો ગુન્હો સી રીતે
  થાય તે બતાવો?
- તોમતદારની જુબાની કેવી રીતે લેવી તથા દફતરે દા

બલ કરવી તે બતાવો. તોમતદારને પુછેલા સ્વાલનો જવાબ આપવા તે ના પાડે, તો તેની સી જવાબ દારી છે?

❀ એક આદમી દગા ભરેલા ઉપાયોથી બીજા સખસને એક જગાએથી બીજી જગા ઉપર જવા ઉશકેરે છે. તેણે શું ગુન્હો કરયો છે? તથા શી સજાને તે લાયક થશે?

❀ જે માજીસ્ટરેટને બરાબર અખિતાર મળ્યો નથી એવા માજીસ્ટરેટે, તમારા અસીલને ડાકાઈટીનાં તોહોમત ઉપર સેસન કમીટ કરયો છે. આ કામ રદ્દ કરવા વાસ્તે તમે શી દલીલથી તકરાર કરશો? તમારી તકરાર મુજબ કરવા સેસન કોરટના શા શા અખિતારો છે?

❀ મનુષ હરણના ગુન્હાના કામની તજવીજ એક પોલીસ અમલદાર કરે છે, તેમાં એક આદમી જે કે પાડોશમાં રહે છે પણ પોલીસ સ્ટેશનની હદની બહાર રહે છે તે આદમીને હાજર કરવાની જરૂર છે. તેને બોલાવવા વાસ્તે પોલીસ અમલદારે શું કરવું જોઈએ? તે આદમી હાજર થવા બંધાએલો છે? તેની ખુશી ઉપરાંત પોલીસ અમલદાર તેને હાજર રાખી શકશે? જે આદમી હાજર થવામાં ભુલ કરે તો તેની શી જવાબદારી છે?

❀ જે આદમી ઉપર ગુન્હાનો શક જતો હોય, અથવા ગુન્હેગારોએ, તેઓના જામીન પોલીસને લેવા શું અખિતાર છે તે વરણન કરો? ખુનના ગુન્હાના શક ઉપરથી એક આદમીને કેદ કરયો હોય તો, તેને પોલીસ જામીન ઉપર રાખી સકશે? જો રાખે તો

કેવારે?

❖ કરિયાદીને નુકશાનીની કેવારે અપાવવામાં આવેછે? તથા તે શી રીતે વસુલ કરવામાં આવે છે?

❖ ટપાલના સીપાઈના હાથમાં એક કાગળ છે તેમાં ખોટી બનાવટી નોટ છે એમ એક પોલીસ અમલદારને સક છે. આ નોટ કબજામાં લેવા માટે પોલીસ અમલદારે શું કરવું જોઈએ? તે સીપાઈની જડતી લેવા માટે તેને કેદ કરી સકાય?

❖ જે કામમાં ફક્ત દંડ થઈ સકે છે તેવા કામના ગુન્હેગારને એક માજીસ્ટરેટે રૂપીયા પાંચ દંડ કરે છે પણ દંડ વસુલ કરવા વિશે કંઈ હુકમ કરયો નથી તથા દંડ નહી ભરે તો સજા ઠરાવી નથી, આ વાત કાયદેસર છે? દંડ નહી આપવાથી ગુનેગારને કેદની સજા ભોગવવામાં આવી ગઈ છે તો, દંડ વસુલ થઈ શકે? અને વસુલ થઈ શકે તો કેવી રીતે?

❖ 'સિક્ષણ્ય મનુંષવધ', 'શિક્કો' કીંમતી લેખ', તથા 'જોર બાજથી અટકાવની' વાખ્યા લખો?

એક હજાર રૂપીયાની કીંમતથી અ પોતાની મીલકત બ ને વેચે છે પછીથી તે મિલકત પ્રથમ વેચેલી છે તેની વાત નહીં કહેતાં ક ને રૂ૧૦૦) માટે ગીરો આપી ગીરવીના રૂપીયા લઈ લે છે. વેચાણ ખત રજીસ્ટર પણ થયું છે. અ એ કંઈ ગુન્હો કરયો છે અગર કરયો છે તો શું કરયો છે?

❖ (૧) અ, જે દાવામાં પક્ષકાર છે તે કામમાં ખોટી સાક્ષી પુરવા બ ને કહે છે. બ ખોટી સાક્ષી પુરતો નથી.

(૨) બ નો ઘોડો એક દિવસ માટે ફેરવવા બ પા સેથી અ લઈ જાય છે. તે ઘોડો ક ને વેચી દે છે, અને જે રૂપીયા ઉપજ્યા તે પોતે લે છે.

(૩) બ ના નોકર દાખલ અ ના કબજામાં બ નો કુટલો એક માલ છે, તેમાંથી કેટલો એક માલ લઈ અ નાશી જાય છે.

(૪) બ ના ઉપર અ ઘા કરે છે. બ એ દાકતરની સલાહ પ્રમાણે દવા કરવા ના પાડી તેથી ઘાના જોરથી તે મરણ પામ્યો છે.

ઉપર લખેલા દરેક કામમાં અ એ શું ગુન્હો કરયો છે તે દરસાવો; અને દરેક ગુન્હામાં તે કેટલી શિક્ષાને લાયક છે?

૭ કેવી હકીકત હોય તો 'ચોરી' નો ગુન્હો 'અપહરણ' થાય? તથા કેવી રીતે 'સાપરાધ મિલકતનો ખોટો ઉપયોગ'નો ગુન્હો 'વીશ્વાસઘાતના, ગુન્હાથી જુદો પડે છે?

'બીગાડ', 'જબરાઈથી કઢાવવું', એની વાખ્યા લખો? વારંટના મુકદ્દમાનો ઈનસાફ માજીસ્ટરેટે કરવા બાબતનો શો નીયમ છે તે લખો?

૯ જમીનની તકરાર સંબંધીના કામમાં, કયો માજીસ્ટરેટ અને કેવારે વચમાં પડી શકે? આ કામમાં કરેલા માજીસ્ટરેટના હુકમ ઉપર અપીલ થાય છે? જો થાય તો, તે અપીલ કોને કરવી? જો અપીલ નહી થતી હોય તો જે પક્ષકાર નારાજ થતો હોય તેને શું ઈલાજ છે?

૧૦ તોહોમતનામામાં શી શી હકીકત આવવી જોઈએ?

તોહોમતનામું બનાવવામાં કંઈ ભુલ થઈ હોય અ
ગર કાંઈ રહી ગયું હોય તો, તેથી શું પરીણામ થા
ય છે? તોહોમતનામમાં ક્યારે સુધારો કરવામાં આવે
તથા સુધારો કરવાથી શું અસર થાય છે?

✤ કોઈ સાક્ષી જવાબ આપવાની ના પાડે તો તેના
ઉપર કામ ચલાવવાની શી રીત છે તે લખો!
(૧) સેશન કોરટ રૂબરૂ; (૨) માજીસ્ટરેટ રૂબરૂ. કો
ઈ ફોજદારી કામમાં મુદ્દાને લગતી હકીકતના સવા
લનો જવાબ આપવા સાક્ષી બંધાએલો નથી એવા
ઉદાહરણ રૂપમાં દાખલા લખો?

✤ છીનાળાનો ગુન્હો તથા ધણી હયાત છતાં બીજો ધ
ણી કરવા અગર એક બાયડી છતાં બીજી બાયડી
કરવાના ગુન્હા શા માટે ઘર મેળે રાજીનામાથી માં
ડીવાળી શકાતા નથી તેના કારણ વિસ્તારથી આપો!

✤ કોઈપણ મુકરદમા કાહાડી લેવો તથા માંડીવાળવો
તેમાં શો ભેદ છે? કયા કયા ગુન્હા કાયદાથી માંડી
વાળવા છુટ છે? દાખલા આપો?

✤ ક્યારે શીક્ષાણીય મનુષવધ ખુન નથી, તથા ખુન શી
ક્ષાણીય મનુષવધ સમાન નથી, એ બે વચ્ચેનો ભેદ
બરાબર રીતે દરસાવો!

✤ કોઈ થાણદારના માજીસ્ટરેટ તરીકેના અખત્યા
રની બાહારના ગુન્હાની તેમના આગળ ફ-
રિયાદ કરવામાં આવી છે તો તેમણે 'કો-
ગનીજેબલ' ગુન્હો હોય તો, અને 'નોનકોગનીજે-
બલ' હોય તો શું કરવું?

✤ કોઈ માણસને વગર વારંટે પકડવા કોઈ પોલીસ
અમલદાર ઘર ફોડીને ક્યારે દાખલ થઈ શકે છે!

જો તેની પાસ્રે વારંટ હોય તો, તે પોતાનો અધિકાર કેટલી હદ સુધી વાપરી શકે છે?

✤ સમંનના મુકરદમાનો ઈનસાફ કરવામાં અને વારંટના મુકરદમાનો ઈનસાફ કરવામાં શું ભેદ હોયછે તે દરસાવો?

✤ ચોરીની મિલકત પકડાયા પછી કઈ રીતે વરતવું જોઈએ તે સંક્ષેપમાં કહો?

✤ કયા મુકરદમામાં માફી આપી શકાય છે, અને માફી કોણ આપી શકે છે? જે સખસને માફી આપવામાં આવી હોય તે ખોટી સાક્ષી આપે તો તેના ઉપર કેવી રીતે કામ ચલાવી શકાય?

✤ કોઈ વારંટનો મુકરદમો જે માંડીવાળી નહી શકાય તેવો છે તેમાં પક્ષકારો માંહો માંહે સમજુત કરી સમાધાન કરે છે અને તેમ કરવાને પ્રસંગ યોગ્ય સમજી માજીસ્ટરેટ રજા આપે છે, ત્યારે માજીસ્ટરેટે કેવી રીતે ધારણાં કરવી જોઈએ? એવી બાબતમાં ફરીથી ફરીયાદીનું કામ ચલાવી શકાય છે?

✤ બાબરા મધ્યે **અ**, **બ** ની એક ભેંશ ચોરે છે અને તે પંડે અથવા પોતાના નોકર મારફતે રાજકોટ સ્ટેશનમાં લાવે છે તો હિંદુસ્થાનના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ ૬૭ ના ભાવાર્થ પ્રમાણે રાજકોટના સ્ટેશન માજીસ્ટરેટ સાહેબ **અ** ઉપરનાં ચોરીના તોહોમતનો ઈનસાફ કરી શકે? જો જેતપોર અથવા જામનગરમાંથી ભેંશ ચોરવામાં આવી હોય તો તમે એવોજ જવાબ દેશો?

✤ કોઈ તાબાની કોરટે કાંઈ હુકમ કરેલો છે તેની ઉપર અપીલ નિયમ પુરવક નથી તો તે બાબતમાં

પોલીટીકલ એજંટ સાહેબ હાઈકોરટ તરીકે બી-
રાજી હાથ નાખી શકે?

- કોઈ ગુન્હેગાર ઉપર દંડની શિક્ષાનો હુકમ કરવામાં
આવે ત્યારે તે દંડ વસુલ કેમ કરવો જોઈએ?

- કયા કારણને માટે કોઈ પણ ફોજદારી કોરટ ફરિયાદીને
બદલો અપાવી શકે છે? અને તે શી રીતે? એ પ્રમા
ણે ફરીયાદીને જે મળ્યું હોય તેણે કરી નુકશાની બ
દલ દિવાનીમાં દાવો કરવાને તેને પ્રતિબંધ આવે છે?
તોહોમતવાળા સખ્સને કાંઈ નુકશાની બદલ અ
પાવી શકાય છે?

- ચોરી, જબરાઈથી કહાડાવવું, અપહરણ, બદલાનત
થી મિલકતનો ખોટો ઉપયોગ, તેની વાખ્યા આ
પો? એક અ નામની હિંદુ સ્ત્રી પોતાના ધણીના
કબજામાંથી અને તેની રજા વિના પોતાનું સ્ત્રીધન
લઈ જાય છે અને તેમ કરવામાં બ તેને મદદ ક
રે છે ત્યારે અ તથા બ એ કયા ગુન્હા કરયા છે?

- કોઈ એક તોહોમતવાળો એવી દલીલ કરે છે કે જયા
રે મારાથી ગુન્હો બન્યો ત્યારે હું કેફને વશ હતો.
આ દલીલ કાયદાસર રીતે ચાલી સકસે? અને ચા
લે તો કેવારે? એક તોમતવાળો એવી દલીલ કરે
છે કે મને ધમકી આપવામાં આવી હતી તેના
ભયથી અમુક ગુન્હો થયો છે. આ દલીલ કાયદાસર
કેવારે ચાલી સકે?

- ફોજદારી કાયદાના નિયમો પ્રમાણે ગુન્હેગાર કઈ
કઈ જાતની શિક્ષાને પાત્ર છે? અને દંડ નહીં આ
પે તો કેદનો હુકમ આપવા બાબત શું નિયમો છે?

- જ્યારે એક ગુન્હામાં મદદ કરી હોય અને જુદોજ
ગુન્હો થાય ત્યારે મદદગાર શિક્ષાને પાત્ર ક્યારે થાય છે?

# પ્રકરણ ૪ થું.

—o—

## પુરાવો તથા કરાર વીગેરે.

---

- અ એ એક ઘર બ વાસ્તે બાંધવાને લખેલો કરાર કરચો. તેના ઉપર જેઠ સુદ ૧ સહી થઈ, અને તે શ્રાવણ સુદ ૧ રજીસ્ટર થયો. પછી તે કરાર તોડવામાં આવ્યો, અને બ ને નુકશાનીનો દાવો કરવાની મરજી છે. વાસ્તે એવા દાવાને મુદત કેટલી છે?
- સરતી ગીરો (એટલે ગીરો ખતમાં અમુક મુદતે તે મિલકત વેચાણ થવાની શરત હોય) વેહેવારમાં ગીરો મુકનાર તથા ગીરો રાખનાર એઓના હક્કો વિશે થએલા હાઈકોરટના ઠરાવો બતાવો. ગીરો મુકનારનો શી બાબતનો દાવો ચાલશે, અને ગીરો રાખનારનો કેવી બાબતનો ચાલશે? અને તે કયારે ચાલશે?
- તમારા અ નામના અસીલે એક ખત હાજર કરચું છે; તેમાં કેટલાએક ફેરફાર થએલો માલમ પડે છે. વાસ્તે તેનો ખુલાસો કરવાનો બોજો કોને માથે છે; અને તે ખત પુરૂ થયા પેહેલાં જો તેમાં ફેરફારો કરચા હોય, તો તેથી શો પરીણામ થશે, અને ખત પુરૂ થયા પછી જો કરચો હોય તો શો થશે?
- અ એ બ ઉપર ગીરો મુકેલી મિલકત છોડવવાનો દાવો કરચો છે બ એ તે ગીરોનો ઈનકાર કરચો. હવે તે ગીરો અ શી રીતે સાબીત કરી શકશે? અ પાસ ખતની નકલ છે, તે પુરાવામાં આપી શકશે? આપી શકે તો, કેવી સરતોથી આપી શકશે?

✤ ધાડ મારનાર લોકોના જમાદારે પોતાના ધંધાના સાધનો ખરીદ કરવા સારૂ ખત લખી આપીને રૂપીયા ૫૦૦ કરજે લીધા; અને તે પાછા આપતો નથી. ત્યારે શાહુકારને તે વસુલ કરવાનો શો ઈલાજ છે?

✤ કોઈ એક માણસે કાંઈ માલ વેચાણ લીધો પણ કબજો ન મળવાથી નુકશાન થયું તે ભરી લેવાને દાવો કરે તો નુકસાનીનો આંકડો કેમ ઠરાવવો? હવે જો તે માલ વેચનારે વેચાણ લેનારના કબજામાં આપવા માંડયા છતાં નહી લે અને વેચાણ આપનાર નુકશાનીનો દાવો માંડે તો તેનો આંકડો કેમ ઠરાવવો?

✤ **અ** એ **બ** ની સાથે બોલી કરી કે ફલાણે દહાડે આટલા રૂપીયા આપીશ. પણ તે પ્રમાણે તેણે આપ્યા નહી. તેથી કરીને **ક** નું હુકમનામાથી ઠરેલું દેવું **બ** થી તેને અપાયું નહી તેથી **ક** એ **બ** નો માલ જપ્ત કરી વેચાવી દઈ મોટું નુકશાન કરયું. હવે એ નુકશાની ભરી લેવાનો દાવો **બ** જો **અ** ઉપર કરે તો ચાલે? કારણો સહીત જવાબ લખજો.

✤ એક વાહાણ લંડનથી નિકળી મુંબાઈ આવતું હતું. તે ઉપરનો માલ વેચવા **અ** એ **બ** ની સાથે કરાર કરયો. મુંબાઈ આવતાં વાહાણ ડુબી ગયું. હવે **અ** ઉપર કોઈપણ રીતે જવાબદારી છે કે નહી? કારણ સહીત જવાબ લખજો.

✤ **અ બ** અને **ક** મળી રૂપીયા ૨૦૦૦ નું ખત લખી આપ્યું. **બ** તથા **ક** ફકત જામીન છે. **અ** એ રૂપીયા ન આપવાથી **બ** ને તમામ રૂપીયા આપવા પડયા **અ** અને **ક** પાસેથી **બ** રૂપીયા લઈ શકે? અને લઈ

શકે તો કેટલા?

✤ એક માણસે એક દુકાને જઈ કાંઈ માલ ઉધાર લીધો. કિમત વિષે કાંઈ બોલવું થયું નહી પણ પાછળથી દુકાનદારે જે કિમત માગી તે આપી નહી. હવે દુકાનદાર ફરિયાદ કરે તો કોરટે કેટલી કિંમત અપાવવી?

✤ अ ને ब એ બન્ને ભાગીયા છે, ब ને ઠગવાને ઈરાદે अ એક દુકાને જઈ કાંઈ માલ ભાગની દુકાનને નામે ઉધાર લાવે છે અને ખાનગી વેચી ઉપજ ખાઈ જાય છે. હવે એ માલની કીંમતની જવાબદારી ब ઉપર પડસે?

✤ अ એ પોતાના ઘરની ભીંત વધારવાથી ब ની બારીમાં અજવાળુ તથા હવા જવને હરકત થઈ. હવે ब જો ફરિયાદ કરે કે એ ભીંત પાડી નંખાવો તો ચાલે?

✤ સાક્ષી આપવાને કયા કયા આદમીઓ લાયક નથી? ઓરત પોતાના મરદની વિરૂદ્ધ શાહેદી આપી શકે કે નહી? ને આપે તો કયારે?

✤ ब એ अ ની ઉપર ફરીયાદ કરી હતી તેની તજવીજમાં ब ના શાહેદીને સવાલ પુછયો કે તમને તમારી ગેરચાલને વાસ્તે સરકારે નોકરીમાંથી બરતરફ કરયા છે અને તમને ચોરી કરયા બાબત સજા થઈ છે? તે શાહેદે બન્ને સવાલના જવાબમાં ના કહી. એ શાહેદ ખોટું બોલ્યો એવું બતાવવા अ પુરાવો રજુ કરે તો તે લેવાય?

✤ હું ब નો છોકરો છું તેથી મારા કાકા क ની પાસેથી મારા બાપની મિલકત અપાવો એવી ફરીયાદ अ કરે છે અને નીચે લખેલા દસ્તાવેજો પુરાવામાં

રજુ કરે છે. એ દસ્તાવેજોમાં એવું લખેલું છે કે **अ** એ **ब** નો છોકરો છે:—

૧ **ब** ની યાદદાસ્તની ચોપડી કે જેમાં **अ** ના જન્મની નોંધ છે.

૨ કુટંબના જુના નોકરોના લખેલા કાગળો.

૩ શિવાય **अ** શાહેદીઓ રજુ કરે તે લોકો એવું કેહે છે કે હમને **ब** એ કહ્યું કે **अ** મારો છોકરો છે.

૪ શિવાય **अ** એક હુકમનામુ રજુ કરે છે. તે હુકમનામું **अ** ના એક બીજા કાકા **म** ઉપર છે. તેમાં **अ** એ સાબીત કરેલું કે હું **ब** નો છોકરો છું તે ઉપરથી તેને **ब** ની મીલકત નો એક બીજો ભાગ તેને મળેલો.

સવાલ એ કે આ ઉપર કહેલા પુરાવામાંથી કયા કયા પુરાવાઓ લઈ શકાય?

❀ કયા કામોમાં એમ માની લેવું જોઈએ કે, અરજ (રીકવેસ્ટ) કરી હતી અને કયા કામોમાં એમ માની લેવું જોઈએ કે વચન(પ્રામિસ) આપ્યું હતું.

❀ **अ** તથા **ब** વચ્ચે આજે હિસાબ થયો, **अ** દેણદાર છે, તેણે લખી આપ્યું કે, લેહેણા રૂપીયા છ મહીના પછી આપવા. ત્રણ મહીના થયા ત્યારે **ब** એ જોયું કે **अ** ને તો વેહેપારમાં બહુ ખોટ જાય છે તેથી તે રૂપીયા લેવા ફરિયાદી કરી તો તે ચાલશે કે નહી?

❀ શું હોય તો સગીરે કરેલો કરાર તેના સામા કાયમ ગણાશે? અને સગીર સાથે જે સખસ કરાર કરે તેની સ્થીતી કેવી છે?

- કોઈ ધણી ( પ્રીન્સીપાલ ) નું નામ બતાવેલું નહી હોય તેને માટે મુખત્યાર ( એજન્ટ ) પોતાને નામે કરાર કરે તો, જે સખસની સાથે કરાર કરેછે તે સખશને ફરિયાદી કરવામાં શા હક્કો છે?
- કોઈ શાહેદીને પોતાની તરફના સવાલ પુછવાના (એગ્ઝામિનેશન ઈનચીફ) તથા સામા પક્ષકારની તરફના સવાલ પુછવાના ( ક્રોસ એગ્ઝામીનેશન ) તથા પોતાની તરફના ફરી સવાલ ( રીએગ્ઝામિનેશન )

  મુખ્ય નીયમો કયા છે?
- કરણોપકર્ણિ ( હીયરસે ) પુરાવો કયા કામોમાં લઈ શકાય છે? અને લઈ શકાય ત્યારે તે કેવી જાતનો હોવો જોઈએ?
- ગૌણ ( સેકંડરિ ) પુરાવો એટલે શું? અને તે કયારે લઈ શકાય?
- કેવા લેખ ઉપરથી કોઈ શાહેદ પોતાની ઈયાદદાસ્ત તાજી કરી કરી શકે?
- ભોગવટા ઉપરથી મળવેલો હક્ક (ઈઝમેન્ટ) એટલે શું? ઉદાહરણ આપો. ઈઝમેન્ટ કેમ મળવાય અને કેમ ખોવાય?
- ગેરકાયદે જપ્તી કરે તો સરકારી અમલદારને માથે શો જોખમ છે?
- પોતાના દોસ્ત **ब** ના કહેવાથી **अ** એ કબુલ કરયું કે હું તારી પ્રોમીસરી નોટ **क** ને પહોંચાડીશ. તે પ્રમાણે તે નોટ **अ** એ લઈને **क** ની પાસે લઈ જવાને પોતાના નોકરને આપી. હવે જો તે નોટ (૧) નોકર ચોરે? (૨) તે નોકર પાસેથી કોઈ ચોર

ચોર! અને અને (૩) તે નોકર પાસેથી અજાણનાં ખો-
વાય તો ધને શું ઈલાજ છે?

✤ બાનું એટલે શું? બાનું આપવામાં આવ્યાથી કા-
યદાસર શું પરીણામ થાય છે?

✤ કાયદાસર કરાર થવાને શું શું અવશ્ય જોઈએ? કયા
કરારો ન્યાયની કોરટ બજાવી શકે નહી?

✤ ભાગીયાપણાના કરારનો છેવટ કેવે પ્રસંગે આવે છે?

✤ "ટાર્ટ" એટલે શું? "ટાર્ટ" સંબંધી દાવાના કારણને
શાનો આધાર હોયછે? આબરૂને "ટાર્ટ" એટલે શું!

✤ એક માણસના ઉપર ગેરવાજબી ઈજા કરવા બદલ
ની ફરિયાદ થઈ છે. તે માણસ તમને કહે છે કે
ફરિયાદ અરજીમાં લખેલું કૃત્ય મેં કરયું તો ખરૂ.
પરંતુ ખરાબ અગર દ્વેષબુદ્ધિથી કરયું નથી. એ તેનું
કહેવું ફરિયાદીના જવાબમાં મંજુર ગણાશે? અને
ગણાશે તો કેટલે દરજ્જે ગણાશે? શરીરને ઈજા
કરવાથી કોઈ ગાંડા માણસ ઉપર ફરિયાદ થઈ હોય
અને તે જવાબ આપે કે હું ગાંડો છું તો તે જ-
વાબ કોરટ મંજુર રાખશે?

✤ પોતાના ધણીનો હુકમ ન માનતાં એક ગાડીવાન
ગાડી બાહાર લઈ જઈ હાંકતાં એક માણસને ઘું
દી નાખે છે. તેર મહિના બાદ મઈયત માણસની
વિધવાને છોકરૂં ન હોવાથી એક છોકરો દત્તક લે છે.
એ છોકરો ફરિયાદી કરવા વિશે તમારી સલાહ પુછે તો
તમે સલાહ શું આપશો તે સવિસ્તર કારણો સાથે કહો?

✤ એક કામના પુરાવામાં ત્રીજા માણસનાં કરેલાં કૃત્યો
કેવારે લેવાય? ઉદાહરણો આપો.

✤ એક સબાર્ડીનેટ માજીસ્ટ્રેટની રૂબરૂ થયેલો જુબાની

દિવાની કોરટમાં પુરાવામાં ગુજારવા આપે છે તો તે કયારે લેવાય અને કેવારે લેવાય નહીં?

- એક સહી સાબીત કરવાને વાસ્તે વકીલ અરજ કરે છે કે આજ કામમાં સાબીત થએલો દસ્તાવેજ કઢાવીને તેની ઉપર એજ માણસે સહી કરેલી છે તેની સાથે સરખાવી જુવો. એ અરજ કબુલ કરવી કે કેમ તે કારણો સાથે ધ્યાન કરો?
- અમુક હકીકત દસ્તાવેજના રૂપમાં લખી હોય તો તેનો દોએમ પુરાવો લેવાય કે નહીં, અને જો લેવાય તો કેવે પ્રસંગે લેવાય છે? પોલીસ ડાયરી ગુમ થઈ હોય તો દોએમ પુરાવો આપી સકાસે.
- તમે સમન કરી બોલાવેલો સાક્ષી તમારી વિરૂદ્ધ જુબાની આપે છે તો, તમે તેને ઉલટ સવાલ કરી સકો કે નહી? અગર તે સાક્ષી ઉપરથી તમે હાથ ઉઠાવી લો તો, તેનું કેવું અનુમાન થઈ શકે?
- તમારો અસીલ આવી તમને કહેછે કે, અમારે અમારા પંચાળા વેહેપારની વેહેંચણ કરવીછે તો, મુદત કેવારથી સરૂ થસે? કેવે પ્રસંગે પંચાળુ બંધ પડે છે તથા દરેક પંચાળાના ભાગદાર ઉપર કેટલી જવાબદારી હોય છે?
- કઈ કબુલત નિરર્થક છે; તથા કઈ નિરથક થવા જેવી છે? સગીરે કરેલો કરાર કેવારે કાયદાસર ગણાય છે? સગીરના નામથી દાવો કોણ કરી શકે?
- **અ** એ મુંબાઈથી રેલવેમાં **બ** ઉપર હજાર મણ જુવારના કોથળા ચડાવેલા છે. માલ ચડાવ્યા પછી **બ** નાદર થયો છે તો, **અ** ને શું ઈલાજ છે. **અ** તે માલ વટવાણમાં રોકી શકસે? અથવા જો **બ** એ તે

માલ क.ને કાયદાસર તથા સુદ્દબુદ્ધીથી વેચી દીધો હોય તો તે માલ ઉપર अ નું કંઈ કાયદેસર 'ઈ-યત' રહી સકે છે?

❖ અવેજ એટલે શું? કાયદેસર અવેજ કોને કેહેવો? અવલંબી કરારમાં અવેજ કમતી હોય તે કબુલત, કબુલત કરાર ગણાય કે નહી? જો ગણાય તો સાધારણ કરાર માફક તેનો અમલ થઈ સકે ખરો?

❖ એક 'કાગનીઝેબલ' ગુન્હાની ચોકશી પોલીસ અમલદાર કરે છે તેમાં, अ એ કબુલ કરચું કે ब તથા म સાથે રહીને અમે ડાકાઈટી કરેલી છે. માજીસ્ટરેટ રૂબરૂ તજવીજ વખતે अ એ કહેલી વાત તે ઈનકાર કરે છે. આ ઉપરથી જે પોલીસ અમલદાર રૂબરૂ તેણે કબુલત કરી હતી, તે અમલદારને કોરટ સાક્ષીમાં બોલાવી પુછેછે કે તમને अ એ આ ગુન્હા સંબંધી શું જાહેર કરચું હતું. પોલીસ અમલદાર જવાબમાં પોતાની ડાયરી તથા ટીપણ જેમાં अ ની કબુલત વગર સહીની છે, તે બતાવે છે. આવી રીતે अ ની કબુલત સાબીત થઈ શકસે? જો ब તથા म આ સવાલ ગેર કાયદે છે એવી તકરાર બતાવે તો તે ચાલે કે નહી? આ પ્રમાણે સાબીત થએલી કબુલત अ તેમજ ब તથા म વિરૂધ લાગુ પડશે કે નહીં?

❖ એક ગુન્હેગાર પોતાનો ગુન્હો કબુલ કરી માફીમાં સાક્ષી પુરે છે પણ, તેના કેહેવાની વાતનો બીજો મળતો પુરાવો નથી તો તેટલીજ જુબાની ઉપરથી તેના સહ તોહોમતદારોને કરેલી સીક્ષા કાયદાસર ગણાય કે નહીં? જો ગણાય તો પુરાવાના કાયદાનો

ફીઆ આધાર છે?

* કુસળ આદમીની હકીકત કેવારે લગતી હકીકત છે. રસાયણ પરીક્ષક અથવા પ્રથકરણ કરનારનો રીપોરટ પુરાવો છે કે નહી?

* નીરણયકારક હુકમનામાં બતાવો? કયા હુકમનામાં નીરયણયકારક નથી?

* અવેજ, દગલબાજી તથા ખોટું સમજાવવાની વાખ્યા લખો?

  (૧) કયા કામમાં અવેજ વીનાની કરેલી કબુલત નીરથક થાય છે?

  (૨) પક્ષકારની કબુલત જેવારે દગાથી તથા ગેરસમજુતથી કરાવી હોય તો, કરારને શું અસર થાય છે?

* એક લેહેણીઆતના એક કરજદાર પાસે રૂપીયા માગતા છે, તે રૂપીયામાંથી કેટલાએ'ની, સાનમાં કંઈ અવેજ નથી તથા કેટલાએક મુદતથી રદ થયેલા છે. જો કરજદારે પોતાના લેહેણીયાતને કાંઈ રૂપીયા ભરયા હોય તો, તે રૂપીયા જમાં કરવા માટે કરારના કાયદામાં શું નીયમો છે? અગર જો લેહેણીઆત એક મુકરર લેહેણા પેટે પોતાની ચોપડીમાં રૂપીયા જમે કરે તો, પછી તે રૂપીયા બીજા ખાતે જમે કરવા તે મુખત્યાર છે કે નહી?

* કેવી હકીકત હોય તો વેચાણ રાખનાર પોતાના માલનું સામિત્વ પોતાના કરતાં પણ વધારે હકથી વેચાણ આપી શકે?

* **બ** નો ઘોડો વેચાણ રાખવા **અ** કેહે છે અને તેની કીમતના રૂપીયાનો ચેક તેજ દાહાડે આપવા કહે

છે. તેજ દીવસે अ પાસેથી સુદ્ધબુદ્ધીથી क તે ઘો
ડો વેચાણ રાખે છે. પછીથી अ નાશી જાય છે. હ
વે ब તે ઘોડો क પાસેથી પાછો લઈ શકે?

❖ જમાન થવાના કરારની વાખ્યા લખો?

(૧) क નું દેવું એક મહીનામાં આપવા સારૂ ब
નો अ જમાન થાયછે. પછીથી क નું દેવું ભરી દેવ
સારૂ મુદ્દતનો વધારો કરી આપી क જમાન થાય છે
તો હવે अ ની શી જવાબદારી રહી? મુખ્ય દેણદા
ર ઉપર દાવો કરવા અવલ, જામીન ઉપર દાવો
થઈ શકે?

❖ પંત્યાળાના ધંધામાં, સગીરની શી શી જવાબદારી
છે? ૧) તેની સગીર ઉમરના વખતમાં. (૨) તથા
પુખ્ત થયા પછી.

❖ બે મહીનાની આખર સુધીમાં રૂ૭ આપવા अ પો
તાના મુનીમને કરાર કરવા કહે છે. મુનીમ રૂ૭
આપવા બે મહીનાની વચલી તારીખ ઠરાવે છે
તો તમારા અભિપ્રાય મુજબ આ કરારમાં अ કાંઈ
જવાબદાર થશે ખરો?

❖ ખોટો દસ્તાવેજ બનાવવાના તોમતનો ઇનસાફ अ
ઉપર થાય છે. अ તથા ब એ દસ્તાવેજ બનાવટી
કરેલો છે એવો કામમાં પુરાવો છે, તથા ब એ ક
હ્યું કે 'अ ને હું' મળીને દસ્તાવેજ બનાવેલો છે.

ब ની કહેલી હકીકત દાખલ થઈ શકે ખ
રો? જો દાખલ થાય તો, કેટલે દરજ્જે? જવા
બ કારણો સહીત આપવામાં કાંઈ ફેંસલો આ
બાબતમાં તમારા જાણવામાં આવ્યો હોય તો
તે પણ લખવો.

* ब नुं अपहरण करवानुं तोमत अ उपर छे. अपह रण वखते ब ने क ए तरवारथी मारयो छे. एक पोलीस अमलदार रुबरु ब मरती वखते हकीकत लखावे छे अने तेमां अ अपहरणमां सामील हतो एम कहे छे पण तेनुं मोत करवामां अ ए कांई भाग लीधो नथी एम कही दोष मुकतो नथी;
  ब नी कहेलो हकीकत दाखल थई सके एवी छे? कदापी दाखल थई सके तो, ते पोलीस अमलदार साबीत करी सके?
* प्रतिवादीनो साक्षी अ नी उलट तपासणी थाय छे. तेनुं वजन ओछुं करवा माटे वादीनो वकील दावाने लगती हकीकत नही एवा सवाल पुछे छे तो, आवा सवाल पुछवा देवा प्रत्ये अगर नही पुछवा देवा प्रत्ये कोरटनुं शुं शुं काम तथा अधिकार छे?
* कया कामोमां अवेज विनानी करेली कबुलत करार थाय छे?
* क ने वापरवाने वास्ते अ, एक पीसतोल ब ने वेचे छे अने जुठी रीते खात्री करी आपे छे के, पीसतोल सारी छे. पीस्तोल सारी छे एवुं क ने कहेवामां आवेलुं तेमछतां क ए पीस्तोल छोडी ते फाटी जवाथी घायल थयो. केटले दरजे अने कया कारणथी अ नी जवाबदारी छे?
* नीक्षेप करेलो माल निक्षेपती पोताना माल साथे एको करी देवाथी शुं परीणाम थाय छे?
  (१) नीक्षेपतानी संमतीनी तेम, जे संमती विना शुं परिणाम थाय?

✤ વેચેલા માલ ઉપરનું સામીત્વ બીજાના નામ ઉપર કરી આપવાનો જે નિયમ છે તે વરણવો?

✤ **ब** નો મુનીમ **अ** એ માલ ખરીદ કરવા **क** સાથે કરાર કરયો છે, તો હવે **क** ને કરારના સંબંધમાં શું શું ઈલાજ રહેલા છે:—

(૧) કરાર કરતી વખતે **क** એમ જાણતો હોય કે **ब** ખરેખરો મુખ્ય છે અને **अ** ને નામે જમે કરે છે?

(૨) **ब** ખરેખરો મુખ્ય નથી પણ પછવાડેથી એમ માલમ પડે કે તે મુખ્ય છે?

✤ નિચે લખ્યા કામમાં દાવો ચાલી સકશે કે નહીં:-

(૧) **ब** એ એક ઘર બાંધ્યું છે તેની પડોસમાં **अ** દુષ્ટ બુદ્ધી નહીં રાખતાં એક ઘર બાંધે છે, અને એવા ઈરાદાથી કે **ब** ના ઘરમાં અજવાળાને હરકત પડે. **अ** ઉપર **ब** નુકશાનીનો દાવો કરે છે.

(૨) એક નાટકશાળાનો ઉપરી **अ** જેણે **क** ને નાટકમાં ગાવા રાખ્યો હતો તેને **ब** એ આબરૂ લેવા જેવુ કરવાથી તેગાઈ શક્યો નહી, અને તેથી **अ** ને, **क** વગર ગાવાના કામમાં હરકત આવી. **अ** દાવો **ब** ઉપર નુકશાનીનો કરે છે તો ચાલશે?

✤ તમારા અસીલોના કાગળીયા ઉપર વકીલ તરીકે તમારૂ 'લીયન' છે?

✤ પોતાના છોકરા **ब** ને એક ઘર આપવા **अ** કબુલ કરી કબજો પણ આપે છે. આ કબુલતનો દસ્તાવેજ થયો અને તેમાં **अ** એ સહી કરી છે પણ રજીસ્ટર

કરાવ્યો નથી. આ કરાર अ ને બંધન કરતા છે? કેમકે अ ની મરજી આ કબુલત રદ કરવાની છે. પંચાળાની વાખ્યા કરો? તથા ભાગદાર થવામાં શું અવશ્ય હોવું જોઈએ?

- अ પોતાનો ઘોડો ब ને વાપરવા આપે છે. બરાબર કીમતે ब તે ઘોડો क ને વેચે છે. જે એમ જાણે છે કે આ મીલકત ब નીજ છે. ઘોડા ઉપર क નુ સામીત્વ બરાબર પ્રાપ્ત થયું છે?
- વસુલ શી રીતે જમે કરવું તે સંબંધીનો નીયમ સંક્ષેપમાં લખો.
- ફલાણી હકીકતનો પુરાવો નથો એવી સરતથી તે હકીકત વકીલને પત્ર વ્યવહારથી લખવામાં આવી હોય તો, તે હકીકત બાબત દીવાની મુકરદમામાં વકીલ શાક્ષી આપી શકશે? જો આપે તો કેવી હકીકતથી?
- ફોજદારી તેમજ દીવાની કામમાં ચાલચલગતનો પુરાવો કેવારે લગતી હકીકત છે?
- શાક્ષીનું વજન કેવી રીતે તોડી પાડવામાં આવે છે?
- એક નોકરે પોતાના સાથી નોકરને કાંઈ ઈજા કરી હોય તો, તેનો શેઠ કેવારે જવાબદારછે તથા કેવારે જવાબદાર નથી? ઉદાહરણ આપો
- એક શાક્ષીને બેવજનદાર કરી તેની ચાલચલગત તોડવાની ધારણાથી સવાલ પુછવામાં આવ્યો તેણે તેનો ખોટો જવાબ આપ્યો છે એ જવાબ ખોટો પાડવા, વીરૂધ પુરાવો દાખલ થઈ શકે? જો દાખલ થઈ શકે તો કેવારે?
- સદાના કરાર તથા અવલંબી કરાર વચ્ચે શું જુદા-

પાડ્યું છે તે ધ્યાન કરો તથા દરેકનો એક એક દા-
ખલો આપો!

♣ अ પોતાની ઘડીયાળ ब ને રૂ૩૦ માટે ગીરો આપે છે. વળી ब તે ઘડીયાળ क ને રૂ૫૦ માટે આપે છે. તો હવે ઘડીયાળમાં क નું કેટલું હીત છે? એમ ધારો કે ब એ कને ઘડીયાળ વેચ્યું હતે તો તે વેચાણથી क ના હકમાં કાંઈ ફેરફાર થતે?

♣ સાધારણ 'લીયન' તથા મુકરર 'લીયન' એ બે વચ્ચે શું ભેદ છે? ब નામના એક સોનીએ માલ વેચ્યા બાબતનાં રૂ૧૦૦૦ अ પાસે માગણાં રહેલા છે તથા क નામના સોલીસીટરના રૂ૨૦૦૦ દાવામાં ચડેલા ખરચના બીલના લેહેણા છે. એક સોનાની સાંકળી સમરાવવાને વાસ્તે अ એ ब ને મોકલી છે તથા क ને પોતાની એક ગાડી તથા ઘોડો વાપરવા આપે છે. ब તથા क ની માગણી પુરી થતાં સુધી આ માલ તેઓ રોકી રાખવા મુખત્યાર છે?

♣ એક अ નામનો વેહેપારી સંકોચમાં આવી પડવાથી ब ની મદદ માગે છે. ત્રણ મહીનાની અંદર ૫૦૦૦ રૂપીઆ આપવા ब એ કબુલત લખી આપી છે. अ આ દસ્તાવેજ રજીસ્ટર કરાવે છે. ત્રણ મહીનાની આખરે રૂ૫૦૦૦ જો ब નહી આપે તો આ દસ્તાવેજ ઉપરથી ब ઉપર, દાવો લાવવા સારૂ શું જરૂરીઆત હોય તો, अ દાવો લાવવા સકતીમાન થાય?

♣ અપકૃત્યની વાખ્યા કરો? ખાનગી અપકૃત્ય તથા સારવજનીક અપકૃત્યમાં શું ફેરફાર છે? તનદુરસ્તીને નુકશાન કરતાં અપકૃત્ય નથી તો તે કોરટ કેવારે અટકાવશે? સારવજનીક અપકૃત્ય હોય તો, તેથી

નુકસાન મળવા કોઈ આદમી દાવો કરી શકે?

* માલ પોચાડનાર, માલ મોકલનારને કોઈ બાબતમાં જવાબદાર છે? જો હોય તો, જે શખસને માલ મોકલ્યો છે તેણે તે માલ લેવા ના પાડી તો, તે પછી માલની સલામતી બાબતમાં કેટલે દરજ્જે માલ પોચાડનારની જવાબદારી છે?
* કરણાપકરણી પુરાવો કેવી હકીકત હોય તો દાખલ થાય છે?
* **બ** પોતાના હાથ નિચેનો નોકર છે, તેની ચાલ ચલગત ઉપર ટીકા કરી **અ** એક સરકારી અમલદાર પોતાના ઉપરી અમલદાર ઉપર કાગળ લખે છે. ઓફીસના એક કારકુન પાસેથી તે કાગળની નકલ **બ** મેળવે છે અને તે ઉપરથી, **અ** ઉપર દાવો કરે છે. ઇનસાફ વખતે અસલ કાગળ રજુ કરવામાં આવ્યો નથી તો આ નકલ દાખલ થઈ શકે?
* મુકરર ઠરાવેલી કીમતથી મુકરર દીવશે **બ** ને રૂઉ આપવા **અ** એ કરાર કરયો છે. રૂઉનું બજાર તે દીવશે તેજીમાં છે તોપણ **બ** રૂઉ લેવાને તઈયાર છે તથા ખુશી છે તોપણ **અ** રૂઉ આપવાને સારૂ ના પાડે છે. **અ** વિરૂદ્ધ **બ** ને કાંઈ ઉપાય છે? જો છે તો શું? દાવાની કીમત તેણે શી રાતે ગણવી જોઈએ?
* વેચનારનું 'લીયન' એટલે શું? તથા તે 'લીયન' કે વારે, કોના ઉપર તથા કેટલી મુદત સુધી પહોંચેછે?
* **અ** તથા **બ** બન્ને ઊંચી જાતના હિંદુઓ છે. પાતના ધારાથી મનાઈ કરેલી વસ્તુ **બ** એ ખાધી તે **અ** એ જોઈ છે. ન્યાતના સઘળા આદમીને, **અ** આ

વાત એક સરકયુલરથી જાહેર કરે છે, અને તે ઉ-
પરથી ब ને ન્યાતબાહાર મુકવામાં આવ્યો. આવું
કામ કરવા સારૂ अ પાસેથી ब કાંઈ નુકશાન લેઈ
શકશે, અને લેશે તો કેટલું? જવાબનાં કારણો લખો?

❖ અંગીકારની વાખ્યા લખો? કોની વિરૂદ્ધ અંગીકાર
પુરાવામાં દાખલ થાય છે અને કેવારે? તોહોમતદારે
કરેલી કબુલત કેવારે તેની વિરૂદ્ધ દાખલ થઈ શ-
કતી નથી? 'હકીકત ન્યાયની રીતે કોરટે ધ્યાનમાં
રાખવી' એટલે શું?

❖ એક તોહોમતદારે કરેલી કબુલત, બીજા તોહોમતદાર
વિરૂદ્ધ વાપરવા બાબત સને ૧૮૭૨ ના ૧ લા કાય-
દામાં શું ફેરફાર કરેલા છે તે લખો? કેવી હકીકત
હોય તો એક તોહોમતદારે કરેલી કબુલત તેના સહ
તોહોમતદાર વિરૂદ્ધ હાલમાં વાપરી શકાય?

❖ લખેલા કરાર ઉપરથી अ એ ब ઉપર દાવો કરેલો
છે. ब એ કરાર કબુલ કરયો છે, તથા તેની જવા
બદારી પણ દસ્તાવેજ જોતાંજ ખુલી રીતે માલમ
પડી આવે છે. પણ ब કેહે છે કે:--

(૧) જે વારે આ દસ્તાવેજ કરવામાં આવ્યો તે
વખતે અમો બન્ને જણાએ મોઢાની કબુ
લ કરી હતી કે, अ ફલાણે દિવસે અમુક
કામ કરે તો માહારી જવાબદારી ઉત્પન
થવાની હતી; જે કામ अ એ કરયું નથી,
અને તે સાબીત કરવા માહરી પાસે
સાક્ષીઓ છે.

(૨) કરાર થયા પછી કેટલાએક દિવસે, તે કરાર
માંથી કેટલીએક સરત મુખ જુબાનથી

ફેરવવામાં આવી છે; તથા આ પ્રમાણે સ
રત ફેરવવાથી માહારી જવાબદારી ઉત્પન
થઈ નથી તથા આ વાત સાબીત કરવા
સાક્ષીઓ છે.

કરાર એવો છે કે જે કાયદાસર રીતે તે લખેલો
જ હોવો જોઈતો નથી. ઉપરની બન્ને હ
હકીકત સાબીત કરવા **બ** સાક્ષીઓ આ
પી સકે? તમારા જવાબોકારણો સહીત લખો!

✤ એક સો રૂઉની ગાંસડી **બ** ને આવતા મહીનાની
૧ લી તારીખે અમુક કીંમતથી આપવા **અ** એ ક
બુલ કરી છે. જે વખતે આ સાદુ નકી કરવામાં
આવ્યું તે વખતે, **અ** ના કબજામાં કંઈ પણ રૂઉ
હતુ નહીં. **બ** આ વાત જાણે છે તથા એમ પણ
જાણતો હતો કે ઠરાવેલા દિવસે, **અ** ને રૂ મળી સકવા
ની આસા નથી. આ કબુલત અમલમાં આવી
સકે એવી છે? આ બાબત ઉપર જે આધાર હો
ય તે બતાવો?

✤ એક સો ગાંસડી રૂઉ **બ** ને વેચાણ આપવાનું **અ** ક
બુલ કરે છે, જેના રૂપીયા રૂઉ પોહચ્યાથી આપવા
નો ઠરાવ છે. **અ** પોતાના વખારવાળા **ક** ને હુકમ
આપે છે કે ૧૦૦ ગાંસડી રૂઉ **બ** ને આપજો. **ક**
એ પોતાની ચોપડીમાં ગાંસડી આપી એમ નોંધ
કરી તથા **બ** ના નામે ચડાવી. આ પ્રમાણે રૂઉ
**બ** ના નામ ઉપર કરી આપ્યું છે તેથી **બ** પાસેથી
**અ** એ રૂપીયાની ઉઘરાણી કરી. **બ** એ પઈસા આ
પવા ના પાડી છે. **બ** એ પઈશાની ના પાડી તે
થી શું પરીણામ નીપજસે તે વરણન કરો તથા

આધાર બતાવો?

- રૂ૧૦૦ ની એંક નોટ ब ના કબજામાંથી अ એ ચોરી લીધી છે, તે નોટ તેણે પોતાના દેવામાં એક મારવાડીને આપી છે. જેવારે નોટ મારવાડી પાસે હતી તેવારે ब, એ આ નોટ પોતાની છે એમ ઓળખી. તો ब, આ નોટ મારવાડી પાસેથી પાછી લેવા હકદાર છે? આ સવાલ ઉપર જે આધારથી તમે જવાબ આપો તે વીસ્તારથી લખો?
- 'ઇઝમેન્ટ' એટલે શું તથા તેની વાખ્યા કરો, તથા સમજાવો? 'ઇઝમેન્ટ' થી રીતે પ્રાપ્ત થાય છે તથા જતું રેહે છે?
- એક સબોરડીનેટ જડજે, રૂ૫૦૦૦ નું હુકમનામુ એક શખસ ઉપર કરેલું છે, તેની મરજી તે હુકમનામા ઉપર અપીલ કરવાની છે. તે એક વકીલ પાસે ગયો તો વકીલે તેને પોતાના કારકુન પાસે મોકલ્યો જેણે જરૂરીઆત કાગળો તથા ફીના રૂપીયા તેની પાસેથી લીધા પણ તે ઉપર વધારે પગલું ભરવા તે ચુકી ગયો. કારકુને કરેલી ચુકથી વકીલ પણ અજાણ રહયો છે. અને અપીલ દાખલ કરવાની મુદત વિતી ગઈ. તે અપીલ પછીથી દાખલ કરવાની અપીલ કોરટે નાપાડી. દરેકની અથવા બન્ને જણાની શું જવાબદારી છે?
- ત્રીજા પક્ષકાર વચ્ચે થયેલો બેવહાર દાવાના પક્ષકાર વિરૂધ તેમજ તેઓની તરફેનમાં લગતી હકીકત થઈ શકે છે? જો થાય તો કેવારે? તમારા જવાબ સાથે ઉદાહરણ આપો? આ બાબત ઉપર સામાન્ય રીતે શું કાયદો છે?

✤ તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૩ ના દસ્તાવેજની રૂ૯એ રૂ૧૦૦૦ વસુલ લેવા अ એ ब ઉપર દાવો કરચો છે. ब જવાબ આપે છે કે, દસ્તાવેજની તારીખ પછી એક મહીને ब નો મુનીમ, म નામના આદમી પાસ પોતાની દીકરી પરણાવવા સારૂ રૂપીયા કરજે માગતો હતો. આ પુરાવો દાખલ થઈ શકે? પુરાવાના કાયદાનો કઈ કલમ મુજબ દાખલ થાય અગર નહી થાય તે બતાવો?

✤ ,દાએમ' પુરાવો એટલે શું તથા વાખ્યાન કરો? દસ્તાવેજના મજકુરનો 'દાએમ' પુરાવો કેવારે આપી શકાય?

✤ જે પક્ષકારની વીરૂધ એક દસ્તાવેજ દાવાના કામમાં વાપરવાનો છે તે દસ્તાવેજ તેણે ઈરાદા પુરવક નાસ કરેલો છે એવુ સાબીત થયું છે; તેનો વકીલ જાહેર કરે છે કે દસ્તાવેજના મજકુરનો દાએમ પુરાવો લઈ શકાય નહી. આ દલીલ મુજબ થશે ખરૂ? જો થાય તો શા માટે?

✤ अ ની જુબાની લેવાય છે તે વખતે, अ કહે છે કે જે દીવશે क નું ખુન થયું તે દીવશે ब ને મેં સુરતમાં જોયો હતો. ब નો વકીલ अ ને પુછે છે કે તુ, પોતે તેજ દીવશે રાજકોટમાં નહી હતો? अ ના પાડે છે કે નહી હતો. क નો વકીલ એવુ બતાવવા પુરાવો આપે છે કે अ એ જે ના પાડી છે તે ખોટી વાત છે. अ ને ખોટો પાડવાનો આ પુરાવો લેવાઈ શકાશે? બીજી કોઈ હકીકતને સંબંધે આ પુરાવો લઈ શકાશે ખરો? જો લેવાય તો શા ઉપરથી તે લખો? જો નહીલેવાય તો अ જે વાત

ઈનકાર ગયો છે તેનું ખોટાપણું બીજે કોઈ રસ્તે સ્થાપન થઈ શકે ખરૂં?

✤ એક શખસે બીજા શખસને માલ વેચ્યો છે, તે માલ સોંપ્યા અવલ બળી ગયો તો, વેચનાર તેમજ વેચાણ લેનારના શા હક્કો તથા જવાબદારી એક બીજા ઉપર રહેલી છે તે બ્યાન કરો?

✤ અમુક માલ ગુમ થએલો છે તે જેને જડ્યો હોય તે આદમી તેનું વેચાણ કરી શકે? જો કરે તો કેવી હકીકત હોય ત્યારે કરી શકે?

✤ મુનીમે પોતાના મુખ્યનું નામ નહી બતાવતાં કરાર કરયો હોય તો, મુખ્યના સા હક્કો તથા જવાબદારી રહેલી છે.

✤ **ब** ના રૂપીયા **अ** ને નિચે પ્રમાણે દેવા છે. (૧) રૂ૨૦૦) સટાના કરારના, રૂ૧૫૦) મુદતથી રદ ગએલી વાયદા ચીઠીના; રૂ૧૯૭) એક મરનાર સખસની મીલકતના વહીવટ ચલાવનાર દાખલ; રૂ૧૪૫) કેટલોએક માલ ખરીદ કરેલો તેના; **अ** રૂ૧૩૦ નું ભરણું **ब** ને કરે છે. આ બધા દેવાની રકમમાંથી કઈ રકમ **ब** તે રૂપીયા જમે કરવા હકદાર છે. અમુક મુકરર દેવાની રકમમાં આ રૂપીઆ જમે થવા જોઈએ એવું કેહેવા **अ** ને કાંઈ હક છે?

✤ નિચે લખી બાબતોમાં દાવો થઈ શકે?

(૧) એક આદમીના ઘરમાં એક વાગતુ પોતાનું ઘડીયાળ છે તે ઘડીયાળ ઉપરથી વખત જોઈ તેનો પડોસી હમેશ નોકરી ઉપર જાય છે. આ હકિકત માલમ પડવાથી ઘડીયાળના ધણીએ બદદ્યાનતથી તે ઘડીયા

ના કાંટા ફેરવ્યા કે જેથી ઓછા વખત જાણવામાં આવે અને તેથી તે વખત મુજબ પેલો પડોસી નોકરી ઉપર ગોડો મ ચો અને બરતરફ થયો.

(૨) એક શાહુકારને ત્યાંહાં તેના ઘરાકના રૂપી યા ૫૦૦ જમેછે. તેણે મોકલેલી રૂ૩૦૦ની ચીઠી તે સીકારતોનથી, પરંતુ ચીઠી લ ખનારને તેથી કંઈ નુકશાન થયું નથી.

✤ એક રેલવેની ગાડીના એનજીન હાંકનારની ભુલથી તે ગાડી બીજી ગાડીની સામ સામા અથડાય છે, જેથી એક ઉતારૂ મરણ પામ્યો; બીજી ગાડીનો બીજો ઉતારૂ તથા ગારડ ઘાએલ થયો તથા રેલની સડક ઉપરથી બળદો જતા હતા તેમાંના કેટલાએક બળદ મરી ગયા. જો કંઈ જવાબદારી હોય તો રેલ વે કંપની શી જવાબદારીમાં આવી પડી છે?

✤ નાટક રમવાની જગાએ પાટીઆં જડવા સારૂ ના ટકના ઉપરી સાથે એક ઈનજીનીઅરે કરાર કરયો છે. તે જગા તઈયાર થયા પછી નાટકના રમવા વાળા તે ઉપર રમતાં તે જગા પડી કેમકે તેમાં સા મન બરાબર મજબુત વાપરયો હતો નહી, અને તે થી તેઓ ઘાએલ થયાછે. નાટક રમવાવાળાને તેના ઉપરી ઉપર તેમજ ઈનજીનીયર ઉપર શું ઈલાજોછે?

✤ નીક્ષેપ એટલે શું? નીક્ષેપતાની શી જવાબદારી છે? નીક્ષેપ કરેલો માલ નીક્ષેપતાના કબજામાંથી ચોરી એ ગયો હોય તો તેની કંઈ જવાબદારી છે?

✤ સાધારણ નીયમ પ્રમાણે પુરાવાનો બોજો કોના ઉપ ર છે? તેના અપવાદો શું છે?

❖ પ્રતિવાદી અઉરસ છે કે નહી તે બાબતનો સવાલ છે. તેનો વકીલ નિચે પ્રમાણે પુરાવો આપે છે:-- (૧) કુટંબની બાઈબલમાં તેના પર દાદાએ જન્મ ની તારીખ લખી રાખેલી નોંધ; (૨) એક ડાકતર જે મરી ગયો છે તે તેના જનમ વખતે હાજર હતો તેણે પોતાની નોંધમાં જનમની રાખેલી તારીખ. (૩) પ્રતિવાદીની સાથે, એજ ગામના રેહેવાસી જેવો મરી ગએલા છે તેઓએ પોતાના દોસ્તદારો ઉપર પ્રતિવાદીના સગપણ સંબંધી લખેલા કાગળો. (૪) એક ત્રીજા આદમી ઉપર વેંહેચણ કરવાનો પ્રતિવાદીએ દાવો કરયો હતો, તેનું અઉરસપણ સાબીત થયું હતું તે હુકમનામુ. આ બધો પુરાવો દાખલ થઈ સકે ખરો?

❖ સાક્ષીને સુચક સવાલ કેવારે પુછી સકવામાં આવે છે? પોતાની યાદદાસ્ત તાજી કરવા સારૂ કયા કાગળો સક્ષી જોઈ સકે?

❖ જે માજીસ્ટરેટને કમીટ કરવાનો અધિકાર નથી, એવા માજીસ્ટરેટ રૂબરૂ अ એ મરતી વખતે પ્રતિજ્ઞા ઉપર હકીકત લખાવી છે તથા તે ઉપર સહી કરી છે તેમાં તેણે કહ્યુ છે કે, ब એ મને ગળચીથી દાબ્યો હતો.

(૧) क ઉપર ખુનનું તોમતછે, ग ઉપર ખુનમાં મદદગારી કરયાનું તોમત છે, તથા તોમતદાર ઈનસાફથી બચી જાય એવા કારણથી પુરાવો ઉડાવવાનું તોમત द ઉપર છે. द ના ઉપરનું તોમત द એ કબુલ કરયું છે.

(૨) એક, એક માફીનો સાક્ષી તોમતદાર ग વિ-

૨૪ જુબાની આપેછે, જે કે, ફક્ત 'એચ'
સહ તોમતદારની કબુલત સીવાએ બીજા
ઉપર આધાર રાખતા નથી.

હવે ब જવાબ આપે છે કે अ નું મરણ વખતનું બોલવું, ई ની કબુલત, 'એફ' ની લખાવેલી હકીકત તથા 'એચ' એ ગુન્હાની કરેલી કબુલત પુરવામાં દાખલ થઈ શકે? જો થઈ શકે તો કેટલે દરજ્જે?

✤ એક વાપદાઓઠી ખોટી બનાવવાનું अ ઉપર તોહોમત છે. તેના કબજામાંથી કેટલાએક દસ્તાવેજ દેખીતી રીતે બનાવટી નીકળ્યા છે. તેના ઉપરનું તોહોમત સાબીત કરવાના કામમાં આ દસ્તાવેજો પુરાવામાં દાખલ થઈ શકશે?

✤ જેવારે પુરાવો અનુમાનીક છે તેવારે, સાબીતી વીશે ફોજદારી કામમાં શું નીયમો છે?

✤ શાક્ષીઓને સવાલ પુછવા સંબંધીમાં જડજના સામાન્ય અધીકારમાં શું પ્રતીબંધ છે?

✤ अ એ ब ને પઈસા ધીરેલા છે તેનો દાવો अ એ ब ઉપર કરયોછે. ब એ, પોતાની ચોપડી રજુ કરી, જેમાં अ ને દાવા મધ્યેના થોડા પઈસા જમે આપેલા નોંધેલા છે અને આ ચોપડી ઉપર अ નો દાવો કમતી થવા ભરૂસો રાખે છે. अ સાફ ના પાડે છે કે ब એ અમને કાંઈપણ પઈસા વસુલ આપ્યા જ નથી. ब ની ચોપડીમાં જે નોધ કરેલી છે તે अ ના ઉપર જુમેદારી ઠરાવવામાં બસ છે?

✤ માફીવાળા સાક્ષીની જુબાનીને ટેકો આપનાર જરૂરનો પુરાવો કેટલો જોઈએ? આ બાબત ઉપર મુ

ખાઈ હાઈકોરટના ફેંસલા હોય તો તે, દરસાવો!

✤ એક સેકન્ડ કલાસ માજીસ્ટરેટ પાસે અ એ મરતી વખતે પ્રતિજ્ઞા ઉપર જુબાની આપી છે કે મને ક એ મરણોત્તર ઘા કરયો છે. આ જુબાની ઉપર તે માજીસ્ટરેટે સહી પણ રીતસર કરી છે. એમ ધારો કે આ કેસનો પછી સેશન કોરટમાં ઈનસાફ થાય તો, બીજા વધારે પુરાવા શીવાય આવી જુબાની દાખલ થઈ શકે?

✤ બ નો અનૌરસ દીકરો અ પોતે ખરો વારસ છે એવો ઢોંગ કરી, બ ની મીલકત કબજામાં લે છે. પછી અ પોતે અનૌરસ છે તે વાત પોતાની ઓરતને કરે છે. અ ના મરણ પછી અ ના દીકરાઓ ઉપર બ નો ખરો વારસ બ ની મીલકત લેવા દાવો કરે છે અને એવું ઠરાવે છે કે અ એ કરેલી કબુલત તે ની વીધવા ઓરતને બોલાવી સાબીત કરાવવી. વીધવાની જુબાની દાખલ થઈ શકશે?

✤ કેવારે અને કેવી રીતે એક શાક્ષી પોતાની ઈયાદદાસ્ત તાજી કરી શકે? ઈયાદદાસ્ત તાજી કરવાના કામમાં શાક્ષીએ જે દસ્તાવેજ કામમાં લીધો હોય તે સંબંધી સામા પક્ષકારનો શું હક્ક છે?

✤ 'અંગીકાર', 'કબુલત', તથા પ્રતિબંધની વાખ્યા પુરણ ખુલાસાથી લખો?

✤ સરકારી દફતર તથા લખાણ પુરાવામાં દાખલ કરવા સંબંધી શું નીયમ છે તે લખો? એક દસ્તાવેજ રજુ કરવા મામલતદારને સમન કરેલો છે તે રજુ કરતો નથી તો જડજ સાહેબ તે દસ્તાવેજ રજુ કરાવવા મામલતદારને ફરજ પાડી શકશે?

✤ મુખ્ય તપાસણી, ઉલટ તપાસણી તથા ફરી તપાસણી એમાં શું ભેદ છે તે દરસાવો? તથા તે દરેક તપાસણી શી રીતે કરવી?

✤ પુરાવાના કાયદાની ૩૦ મી કલમ ઉપર મુંબાઈ હાઈકોરટે કયા કયા ફેસલા કરચા છે તથા તેમાં શી બાબત ઉપર ઠરાવ થયો છે તે વરણન કરો?

✤ લજ્યા રહીત, તુચ્છકારક તથા અપરાધમાં આણે એવો સવાલ પુછવા, તથા અપરાધમાં આણે એવો દસ્તાવેજ રજુ કરવાની ફરજ પાડવા કોરટનો શું અખત્યાર છે તે કહો?

✤ એક સાક્ષીને પુછવામાં આવ્યું કે તારી ગેરચાલને લીધે તને નોકરીમાંથી કાઢી મુકવામાં નથી આવ્યો? તે ના પાડે છે. તેને નોકરીમાંથી એ પ્રમાણે કાઢી મુકયો છે એવો પુરાવો રજુ કરવામાં આવ્યો? આ પુરાવો રજુ થઈ શકે?

✤ કોઈ મુકરદમામાં પુરાવાનો બોજો વાદી ઉપર પડે છે અગર પ્રતિવાદી ઉપર પડેછે તે નકી કરવા માટે તમે સામાન્ય રિતે શું શું ધારણા કરશો?

✤ એક તોમતદાર વિરૂધ ફકત માફીવાળા તોમતદારનો પુરાવો પડ્યો છે. આ પુરાવા સાથે મળતો પુરાવો કરવા સારૂ પ્રોસીક્યુસન તરફથી તોમતદારની ઓરત કે, જેને તેણે કેટલીએક હકીકત કહેલી તે સાબીત કરવા તેણીને બોલાવે છે. આ હકીકત પુરાવામાં વાપરી સકાય?

✤ જમીનના કરારમાં શી બાબત ખબર જમાનને આપવા લેણીયાત બંધાએલો છે?

✤ સાબીતીનો બોજો કોના ઉપર રહે છે અને તેના

અપવાદ કયા કયા છે?

- સુચક સવાલની વાખ્યા આપો? કોઈ પણ શાહેદને સુચક સવાલ કેવારે પુછી શકાય?
- કયા શખ્સો શાહેદી આપવાને અશક્ત છે? કોઈ સ્ત્રી પોતાના ધણીની વિરૂદ્ધ સાક્ષી આપી શકે છે? અને આપી શકે તો કયારે?
- કેવી બાબતોમાં અને કેવા આકારમાં કરણોપકરણો પુરાવો દાખલ કરી શકાય છે?
- દાઆેમ પુરાવો એટલે શું? અને તે કેવારે દાખલ કરી શકાય છે?
- કયા લખાણ વડે કોઈ પણ સાક્ષી પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે?
- દીવાની તેમજ ફોજદારી કામોમાં વરતણુક બાબતનો પુરાવો કયારે લગતો ગણાય છે?
- એવી કઈ જણાવેલી વાતો હોય છે કે જે, જણાવનારની મરજી વીના પ્રગટ કરી શકાતો નથી?
- જે ગુન્હેગારને માફી આપી હોય તેની શાહેદીને કેવા પ્રકારના પુષ્ટીકર પુરાવાની અગત્ય છે તે વિસ્તારથી લખો?
- કરારનાં મુળ તત્વો કયા કયા છે તે કહો?
- કોઈ પણ કરાર ઉપરથી આડતીયા કેવારે જવાબદાર હોય છે?



# સબોરડિનેટ માજીસ્ટરેટની પરીક્ષા.



- આરો લેવાનું વારંટ કયારે તથા કેવે પ્રસંગે કરવાનો અધિકારછે? ૩ જા વરગના માજીસ્ટરેટ તરીકે ટપાલ આફીસમાંથી એક કાગળ મગાવી લેવાની તમારી ઈચ્છા છે, ત્યારે તમારે શું કરવું?
- ગુન્હાની કબુલાતો દફતરમાં દાખલ કરવાની હશે ત્યારે તે કઈ રીતે દાખલ કરવી એ વિશે સદરહુ કાયદામાં શું કહ્યુ છે? કોઈ પોલીસ અમલદારને ગુન્હાની કબુલાત દફતરમાં દાખલ કરવાનો અધિકાર છે?
- કયા ગુન્હાઓ માટે તથા કેવે પ્રસંગે વગર વારંટે પકડવાનો અધિકાર પોલીસને છે?
- એક કેદીની ઉપર (હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૩૭૯મી કલમ પ્રમાણે) ફકત ચોરીનું તોહોમત મુકીને ૩જા વરગના માજીસ્ટરેટ તરીકે તમારી આગળ તેને મોકલવામા આવ્યો છે. કેટલોક પુરાવો દફતરમાં દાખલ કરયા ઉપરથી તમને જણાય છે કે જે ગુન્હો કરયો છે તે ( હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૧ મી કલમ પ્રમાણે) "ચાકરે ચોરી કરવી" એ છે, અને તે ગુન્હાનો ઈનસાફ કરવાનો તમને અધિકાર નથી. તમોએ શું કરવું?
- હાજર થવા બાબત પ્રોસેસ કાહાડવાના સંબંધમાં સમનનો મુકદમો અને વારંટનો મુકદમો એ બેની વચ્ચેનો ભેદ લખો.
- વારંટના મુકદમામાં તોહોમતનામુ કયારે તઈયાર કરવાનો તમને અધિકાર છે, અને તે તોહોમતનામામાં શો મચકુર જોઈએ?

- એક પોલીસ અમલદાર કોઈ નાન-કાગનિઝેબલ ગુન્હાની ફરિયાદ લે છે, તેણે શું કરવું જોઈએ? તપાસ કરવાના પોલીસના અધિકારના સંબંધમાં કાગ્નીઝેબલ અને નાન-કાગ્નીઝેબલ ગુન્હા વચ્ચેનો ભેદ લખો.
- જામીન નહીં લઈ શકાય એવા કોઈ ગુન્હાનું તોહોમત જે સખ્સની ઉપર મુકયું હોય તે સખ્સના જામીન કેવે પ્રસંગે લઈ શકાય?
- જે કેદીની ઉપર ગુન્હાની સાબિતીનો ઠરાવ કરવામાં આવ્યો હોય તે કેદીની પાસેથી સુલેહ રાખવા સારૂ મુચરકો કયારે તથા કેટલી મુદત સુધીનો લેવાનો અધિકાર છે? ૩ જા વરગના માજીસ્ટરેટ તરીકે તમે પક્ષકારોની પાસેથી મુચરકા લઈ શકો છો? તેઓના મુચરકા લેવા જોઈએ એવી તમને જરૂર જણાય તો તમે શું કરશો?
- સદરહુ કાયદામાં વાપરેલા હેઠળ લખેલા શબ્દોની વ્યાખ્યા લખો?

  "જંગમ મિલકત," "બદદાનતથી," અને "કિમતી દસ્તાવેજ."
- જે ગુન્હા માટે ફકત દંડનીજ શિક્ષા થઈ શકે એવો ગુન્હો હોય ત્યારે દંડ ન આપે તો કેદની શિક્ષા સંબંધી સદરહુ કાયદાના શા ઠરાવો છે?
- હેઠળ લખેલા દાખલાઓમાં શા શા ગુન્હા કરવામાં આવ્યા છે અને તે દરએક ગુન્હા માટે શી શિક્ષા કરી શકાય?

(અ) અ એક રસ્તે ચાલ્યો જાય છે તેવામાં ભાર ભરેલા એક બળદને તે રસ્તાની બાજુએ બાંધેલો તે જુવે છે, તે બળદને છોડીને પોતાને ઘેર લઈ જાય છે.

(ख) अ એક બળદને આમ તેમ ભટકતો જુવે છે; તે
તેને ઘેર લઈ જઈને તુરત વેચી દે છે.

(क) अ એક શાહુકારનો ચાકર છે તેને રૂપીયા ૫૦ નું
લેહેણું વસુલ કરવા મોકલ્યો છે; તેને તે નાણું
મળે છે પણ તે પોતાના શેઠને ફક્ત રૂપીયા ૪૦
આપીને કહે છે કે મને એટલુંજ મળ્યું.

દરએક બાબતમાં સદરહુ કાયદાની જે કલમ લાગુ
પડતી હોય તે કલમ લખો!

✤ ગ્રહપ્રવેશની વાખ્યા લખો. અને કઈ કઈ બાબતો-
માં ગ્રહપ્રવેશ ઘર ફોડવું થાય છે તે બાબતો લખો.

✤ મદદગારીની વાખ્યા લખો. કોઈ સખસે કોઈ ગુ-
ન્હામાં મદદગારી કરી ક્યારે કહેવાય?

✤ હેઠળ લખેલા દાખલામાં શો ગુન્હો કરયો છે અ-
થવા શા ગુન્હા કરયા છે:—

अ નામનો એક ખેડુત પોતાના ખેતરમાં થઈને જ
વાનો એક રસ્તો બંધ કરે છે, તે રસ્તો તેણે ગા
મના લોકોને વાપરવા દીધેલો. તેમાંના આશરે છ
અથવા આઠ જણ તે બાબતનો વિચાર કરવા સારૂ
એકઠા મળ્યા અને જે બાઈ કરેલી હતી તે કાહાડી
નાખવાનો તેઓએ ઠરાવ કરયો. તેઓ તેમ કરવા
લાગ્યા પણ આ બાબત अ ના સાંભળવામાં આ
બાથી તે તેઓને અટકાવવા સારૂ તે જગાએ ગયો,
પણ તેઓએ તેને મારીને કાહાડી મુકયો અને તે
બાઈ કાહાડી નાખી.

સદરહુ કાયદાની જે કલમો લાગુ પડતી હો
ય તે કલમો જો તમે લખી શકતા હોતો લખો!

✤ કયા પ્રકારના ગુન્હાઓ કાયદેસર રીતે માંડી વળાય.

ઠગાઈ અથવા બુદ્ધિપુરવક વ્યથા કરવાનો ગુન્હો ત
મ માંડી વાળી શકો?

❖ અપહરણની વાખ્યા લખો? અને અપહરણ કઈ
કઈ બાબતોમાં ડાકાઈટો થાય છે તે લખો. આ
બે ગુન્હા માટે શી શિક્ષા છે?

❖ સદરહુ કાયદા પ્રમાણે કેફ કયારે ગુન્હો થાય છે. અ
ને કાંઈ ગુન્હો કરચો તે કેફમાં કરચો એવો જવા
બ કેવે પ્રસંગે આપી શકાય?

❖ રસ્તા વગેરેમાં લોકો એકઠા થઈને ચાલતા હોય તે
ઓએ શો રીતે એકઠાં થઈને ચાલવું તેનો બંદો
બસ્ત કરવા બાબત તથા રસ્તા વગેરેમા બંદોબસ્ત
રાખવા બાબત પોલીસના શા અધિકાર છે?

❖ પોલીસ પટેલ શક ઉપરથી પકડી શકે અને તેપુ
રાવો લઈ શકે?

❖ રસ્તા વગેરેમાં જુગાર રમવા બાબત અથવા જનાવ
રો લડાવવા બાબત કાયદામાં શા ઠરાવ છે?

❖ કયા મજકુરને અંગીકાર કહેલા છે?

❖ પંત્યાળા વિશે ગણોતીપાપણા અથવા ભાડુતપણા વિ
શે અને આડત વિશે સવાલો ઉઠે તેમાં સાબીતી
કરવાના બોજા સંબંધી શો નિયમ છે?

❖ કોઈ મુંગો શાહેદ મુખજુબાની પુરાવો આપી શકે
અને આપી શકતો હોય તો કેમ આપી શકે?

❖ રોજગારને સંબંધે કહેલી વાત બાબત પુરાવાનો શું
નીયમ છે?

❖ કોઈ શાહેદ ઉપરના ભરોસા ઉપર કેવી રીતે અને
કોણ દોષ આણી શકે?

❖ કઇ હકીકતો કોરટ ન્યાયાધિકારની રૂઈએ ધ્યાનમાં

રાખવાને બંધાએલી છે?

* પોલીસ અમલદારની આગળ કરેલી કબુલત, કોઈ સ્ત્રીના ગરભપાત કરાવવાનું તોહોમત મુકેલા માણસ વિરૂદ્ધ સાબીત કરી શકાય?

* કોઈપણ દાવામાં અથવા કામમા સાબિતીનો બોજો કોની ઉપર રહેછે એ બાબત સાધારણ નિયમ શો છે?

* કોઈપણ ગુન્હાની સાબિતી કરવાને કેટલા સાહેદો જોઈએ એ બાબત શો નિયમ છે? હેઠળ લખેલા ગુન્હા પઈકી કોઈ પણ ગુન્હો અથવા સઘળા ગુન્હા સાબિત કરવાને એક સાહેદ બસ છે?.

    હુમલો.
    બલાત્કાર સંભોગ.
    આબરૂ લેવી.
    ખુન.

* સુચક સવાલ એટલે શું? સુચક સવાલ કયારે પુછી શકાય? અને કયારે પુછી ન શકાય?

* સન ૧૮૬૬ ના (મુંબાઈના) ૩જા આકટ પ્રમાણે શિક્ષા કરી શકાય તેવા ગુન્હા કયા અને તેમનો ઈનસાફ કોણ કરી શકે?

* કોઈ પોલીસ કાન્સ્ટેબલ ઘણા ઉતારૂ ભરેલી સારવજનિક તરના માલેકને તે માંહેના કેટલાએક ઉતારૂ ઉતારી નાખવાનો હુકમ કરે છે. તે માલેક નહીં ઉતારૂ એમ કેહે છે, અને ત્યાર પછી સદરહુ હુકમ ન માનવા બાબત અધિકારવાળા માજીસ્ટરેટની રૂબરૂ સાબિત થયા પછી ૧૦ રૂપિયા દંડ થયો છે. તે પોલીસ કાન્સ્ટેબલે અથવા તે માજીસ્ટરેટે પોતાના

અધિકાર બહાર કામ કર્યું છે?

✤ કયાં કયાં લોકોપકારક કૃત્ય બદલ તથા બેઢંગાં કામ બાબત યોગ્ય રીતે અધિકાર મળેલા પોલીસ પટેલ દંડ કરી શકે છે?

✤ ડિસ્ટ્રીક્ટ પોલીસ આફિસરનાં સાધારણ કામ કયાં?

✤ જુદાના નાતાથી ઉબાવાળા કોણ અને તેઓનાં મુખ્ય કામ કયાં?

✤ ચોરીના અથવા શકવાળા માલની વ્યવસ્થા કરવા બાબત તમને માજીસ્ટરેટના નાતાથી શા શા અધીકાર છે?

**અ** એ વીશ રૂપીયાની એક સરકારી ચલણી નોટ ચોરવા બદલ તમે તેનો ઈનસાફ કરીને તેને તકસીરવાર ઠરાવો છો, કે જે નોટ ચોરી કરયા બાદ **અ** એ લેવડદેવડમાં એક ત્રીજા માણસને આપેલી. તોહોમતવાળો તકસીરવાર ઠરયા પછી તમે તે નોટની શી રીતે વ્યવસ્થા કરશો?

✤ સેશનના મુકદમાનો ઈનસાફ કરવામાં જડજના કામ કયાં તથા જુરીનાં કામ કયાં તે જુદાં જુદાં લખો.

✤ જો જ્યુરીના ઠરાવથી જડજનું જુદું મત હોય તો તે જડજે શું કરવું?

✤ જે જગાએ ગુન્હાની ચોકસી કરવી જોઈએ તે જગા બાબત સદરહુ કાયદામાં શા શા ઠરાવ છે? થાણામા ચોરેલો માલ પુનામાં મળે છે, તે ચોરીનો માલ લેનારનો ઈનસાફ કયાંહાં કરવો જોઈએ?

✤ "છોડી મુકવો" તથા "બીનતકશીર ઠરાવવો" એમાં શો ભેદ છે તે લખો. (૧) વારંટના મુકદમમાં; અને (૨) શેશનના મુકદમામાં તોહોમતદારને છોડી મુકવા

નો તમને ક્યારે અધિકાર છે?

- તોહોમતદાર સમન પ્રમાણે હાજર નહીં થાઊ એમ કહે છે તેને જબરીથી હાજર કરવા બાબત માજી-સ્ટરેટને શો અધિકાર છે?
- માજીસ્ટરેટ ઈનસાફ કરયા પછી તોહોમતદાર ગુન્હેગાર છે એવો ઠરાવ કરે છે, પણ જેટલી શિક્ષા કરવાનો તેને અધિકાર છે તેના કરતાં વધારે સખત શિક્ષા તે માણસને થવી જોઈએ એવુ તેને લાગેછે. તેણે શું કરવું જોઈએ?
- ઈનસાફ સારૂ પોલીસે મોકલેલા મુકદમામાં શાહેદો હાજર થાય એમ કરવા સારૂ પોલિસને શો અધિકાર છે?
- સ્થાનિક અપકારક કૃત્ય કાહાડી નાખવા બાબત સદરહુ કાયદામાં શી રીતે કામ ચલાવવાનું કહ્યુ છે અને આ બાબતમાં કામ ચલાવવાનો અધિકાર કયા કયા માજીસ્ટરેટોને છે?
- "ચોકસી" તથા "ઈનસાફ" માં શો ભેદ છે તે બતાઓ અને કોઈ સાધારણ વારંટના મુકદમાનો, જેમ કે નરી ચોરીના મુકદમાનો, ઈનસાફ કરવામાં શી રીતે કામ ચલાવવું તે લખો. તકસીરવાર ઠરે ત્યારે તે બાબતના ઠરાવમાં શા શા મુદા હોવા જોઈએ?
- શિક્ષણીય મનુશ્યવધ એટલે શું અને તે શા સંબંધમાં ખુનથી જુદુ પડે છે?

  ચોરીની મિલકત લઈને **અ** નાશી જાય છે તેની પાછળ જઈને તેને અટકાવ્યો તે પોતાની પુંઠ પકડનારને લાકડીથી મારી નાખેછે. **અ** એ શો ગુન્હો કરયો? તમારા જવાબનાં કારણો લખો?
- એકાંત કેદ બાબત સદરહુ કાયદામાં શા ઠરાવ છે?

ꕥ કઈ બાબતમાં ખાનગી બચાવના હક્ક ઉપરથી જીવ લેવાનો અખત્યાર છે?

**અ** ખુદ પોતાના ઘરમાં રાતરે પેસે છે, તે ચોર છે એમ **બ** ને લાગવાથી તે **અ** ની ઉપર હલ્લાં કરે છે, અને **અ** પોતાનો બચાવ કરવામાં **બ** ને મારી નાખે છે, તેણે કાંઈ ગુન્હો કરયો છે? કારણો લખો.

ꕥ કઈ કઈ જાતની બથાને અહરહુ કાયદામાં મહાબ્યથા એવું નામ આપેલું છે. અને તે ગુન્હાના ભારે પ્રકાર કયા? મહાબ્યથા કરવા બાબત શી સિક્ષા છે.

ꕥ કયા કયા ગુન્હા બદલ સઘળી મિલકત સરકાર,જપ્ત થવી એ કરવાની શિક્ષાનો ×અવિયોજ્ય ભાગ છે અને કયાં કામમાં તે શિક્ષા બીજી શિક્ષા શિવાય વધારે કરવાનો અધિકાર છે?

ꕥ ચોરી તથા મિલકતનો સાપરાધ ખોટો ઉપયોગ એમાં શો ભેદ છે?

ꕥ **અ** **બ** ના ઘરમાં એક કડું જુવે છે અને તે ચોરવાની ઈચ્છા રાખે છે; આ ઈરાદાથી તે તે એક પેટીની પાછળ મુકે છે; પણ પાછળથી તે ત્યાંહાંથી લઈ જઈ શકતો નથી,-તેણે કાંઈ ગુન્હો કરયો છે?

ꕥ **અ** ના ઉપર ચોરીની મિલકત, એટલે એક સોનાની વીંટીં લેવાનું તોહોમત મુકીને તેને તમારી પાસે આણ્યો છે. તે ગુન્હો સાબિત કરવા સારૂ કઈ કઈ વાતની સાબિતી તમે માગસો? તે વીંટીં ચોરેલી ન હતી પરંતુ ચોરીનાં નાણાંથી વેચાતી લી

---

× ભાગ જુદા પાડી શકાય નહીં તેવો.

ધી હતી એવું બતાવ્યામાં આવ્યું હોય તો **अ** એ કયો ગુન્હો કરચો એવું ગણાત?

✤ નિચે લખેલાં કામમાં કયા કયા ગુન્હા કરવામાં આવ્યા છે એવું તમ કેહેશો?

(૧) સરકારી જંગલમાંથી **अ** એક ઝાડ કાપેછે તે નદીમાં પડે છે અને તેના ગામમાં ત ણાઈ આવે છે, ત્યાંહાં તે વેચે છે.

(૨) **अ** તથા **ब** એક બળદ જે **क** નો છે એ મ તેઓ જાણે છે તે છતાં તે બળદને મારે છે અને તેનું માંસ તેઓ પોતાને ઘેર લઈ જાય છે.

(૩) **अ ब** ના ખેતરમાંથી જતાં જતાં **ब** ન જાણે તેવી રીતે આંબલીના છ કાતરા તોડે છે.

દરેક કામમાં જે કલમ લાગુ હોય તે તથા સિક્ષા (કરવાની તે) લખો.

✤ કરાર તોડવા બાબત સદરહુ કાયદામાં શા શા ઠરાવ છે. જે કરાર બાબત ઠરાવ છે તે કરાર લખેલા કે મ્હોડાના?

✤ "ખોટો પુરાવો બનાવવો" એટલે શું? એક ખેડુત ની પાસે જ્યારે ધારો તેના તલાટીએ માગ્યો ત્યારે તે પોતાની પોહોચબુક હાજર કરે છે તે બુકમાં પ ઈસા પોહોચ્યા બાબત તેણે તલાટીની ખોટી સહી કરી છે. તેણે સદરહુ ગુન્હો કરચો છે?

✤ **अ ब** ની ઉપર એક સોનાની કંઠી ચોરયાનું તોહો મત મુકે છે. માજીસ્ટરેટની આગળથી તે ફરિયાદી નું કામ કાહાડી લેવાની ઈચ્છા રાખે છે અને શા હેદી આપવાની ના કહેછે. તેણે કાંઈ પણ ગુન્હો કરચો

હોય તો કયો ગુન્હો કરયો છે? તે તોહોમત બથા કરયાનું (કલમ ૩૨૩) હોત તો તેજ ગુન્હો થાત?

* अ ને ખુનના ગુન્હા ઉપરથી પકડયો છે. તેની બા પડીને તે ગુન્હાની ખબર છતાં તે ખુન જે છરીથી કરયું તે છરીનો નાશ કરે છે. તેણીએ કાંઈ ગુન્હો કરયો છે? જો તેણીનો ધણી તેજ ગુન્હા બાબત સંતાતો હોય અને તેણીએ તેને મદદ કરી હોય, તો તેણીએ કાંઈ ગુન્હો કરયો છે?

* अ ब નું ખુન કરવાનો ઈરાદો રાખે છે, અને આ કામ સારૂ તેના રસ્તા ઉપર રાત્રે ટાંપીને બેસે છે. ચુકથી તે क ને ब સમજેછે અને તેને મારી નાખે છે; अ એ શો ગુન્હો કરયો?

* "બીગાડ શબ્દની વાખ્યા લખો, અને ગુન્હાના બારે પ્રકાર લખો. ઢોર બીજા માણસના ખેતરમાં જવા દેવા એ "બીગાડ" છે કે?

* ખુન કરવાની કોશીશ (કલમ ૩૦૭) આ ગુન્હો થવાને શેની જરૂર છે? ब એ क નુ ખુન કરવાનો ઈરાદો કરીને, જે ભુકી કાંઈ ઉપદ્રવ કરે નહી એવી છે તે જેહેર છે એમ માનીને તે क ના ખોરાકમાં ભેળવે છે અને તે ખોરાક તેને આપે છે. તેણે સદરહુ ગુન્હો કરયો છે?

* अ સાપરાધ પ્રવેશ કરયાનો ખોટો ચારજ ब ની ઉપર મુકે છે. अ તે તોહોમતનું કામ ન ચલાવે એટલા માટે તેને મારવાની બીહીક अ બતાવે તેણે કાંઈ પણ ગુન્હો કરયો છે?

* કયા ગુન્હા બાબત આતની શિક્ષા સદરહુ કાયદા પ્રમાણે આપવી જોઈએ?

✤ હેઠળ લખેલા દૃષ્ટાંતોમાં શા શા ગુન્હા **અ** એ ક
રયા છેઃ—

(૧) **બ** એ કાંઈ મિલકત ચોરીછે અને તેની પા
છળ લાગવામાં આવેછે **અ** તેને જુવે છે
અને તેને નાહાશી જવામાં મદદ કરવ
સારૂ તે ચોરેલી મિલકત તેની પાસેથી લે
છે તથા સંતાડી મુકે છે.

(૨) **અ** રસ્તામાં પડેલી એક વીંટી જુવે છે
તે **બ** ની તરતજ પડી ગયેલી છે; **અ** ત
લે છે અને વેચે છે.

(૩) **અ** ને એક સંદેશો કહેવાને **બ** ને ઘેર મ
કલ્યો છે; તે તે ઘરમાં પોતાના ધણી **ક**
ની એક બુક જુવે છે, તે તે લે છે, અ
ને પોતાની પાસે રાખે છે. તમારા જ
વાબના કારણો લખો.

✤ સમનના મુકદમામાં શું હોય તો પકડવાનું વારંટ ક
હાડવાનો અધિકાર માજીસ્ટરેટને છે?

✤ રીતસર ફરિયાદ અથવા રિપોરટ આવ્યા વગર ગુન્હે
સાંભળવાનો કયા કયા માજીસ્ટરેટોને અધિકાર છે
અને ગુન્હાના કયા વરગને આ અધિકાર લાગુ થતે
નથી?

✤ ત્રીજા વરગના માજીસ્ટરેટ તરીકે તમારી પાસે એ
ક ફરિયાદ કરવામાં આવી છે; તમે કામ આગળ
કેમ ચલાવશો?

✤ **અ** ના છોકરને બુદ્ધિ પુરવક મહાવ્યથા કરવાનું તે
હોમત **અ બ** ની ઉપર મુકે છે; પણ પછી તે
ન્હો માંડી વાળવાની ઇચ્છા કરે છે; તે એમ ક

શકે છે અને કરી શકતો હોય તો કયારે?

✤ સારી રીતે ચાલવા સારૂ તારણ લેવાનો અધીકાર કયા કયા માજીસ્ટરેટોને છે? શું હોય તો આ તારણ લેવાનો અને કેટલી મુદત સુધી લેવાનો અધિકાર છે?

✤ જમીન અથવા ઘર બાબતના ટંટા સંબંધી સદરહુ કાયદામાં શા શા ઠરાવ છે?

✤ સ્થાનિક અપકારક કૃત્ય બાબતમાં કરેલો હુકમ અમલમાં લાવવા બાબત માજીસ્ટરેટને શો અધિકાર છે?

✤ "માફી આપવાનું કેહેવુ" એ બાબત કાયદામાં શા ઠરાવ છે? જો માફી આપેલો સખસ ગુન્હા બાબત પોતાને જે ખબર હશે તે નહીં કહુ એમ કેહેશે તો શું કરવું? તેણે સાહેદ પ્રમાણે કહેલો મજકુર કાંઈ કામનો છે?

✤ કોઈ માણસનો એક વખત ઈનસાફ થઈને તેની ઉપર ગુન્હો સાબેત થયો છે અથવા ના સાબેત થયો છે; તેનો તેજ વાત ઉપરથી ફરીથી ઈનસાફ કરવાનો અધિકાર શું હોય તો છે?

એક માણસનો તમે ઈનસાફ કરીને તેની ઉપર ચોરીનો ગુન્હો સાબિત કરયો, તેજ વાત ઉપરથી પછી ઠગાઈ બાબત તમે તેનો ઈનસાફ કરી શકશો?

✤ જે કોઈ માણસે ગુન્હો કરવા બાબત બીજાઓના સાથે સંપ કરયો છે તેણે કાંઈ પણ કહેલી અથવા કરેલી વાતની બાબતમાં હકિકતના લાગુપણા વિશે શો નિયમ છે?

✤ હેઠળ લખેલી બાબતમાં સાબિતીના બોજા બાબતનો નિયમ લખો.

(અ) જ્યારે તોહોમતદાર સાધારણ અથવા વિશે

૫ અપવાદ લાગુ છે એવો જબાબ આપે ત્યારે;

(બ) જ્યારે અમુક માણસ હયાત છે કે મરણ પામ્યો છે એવી તકરાર પડે ત્યારે;

(ક) જ્યારે કોઈ માણસ અમુક વસ્તુનો માલિક છે કે નહી એવી તકરાર પડે ત્યારે:—

✤ આગળ લખ્યું છે તે બાબત પુરાવાના નિયમ લખો.

(અ) લગ્ન સંબંધના દરમિયાનમાં કહેલી વાત બાબત;

(બ) રાજ્ય પ્રકરણ સંબંધી વાત;

(ક) સરકારી હોદ્દાની રૂએ કહેલી વાત બાબત;

(ડ) રોજગારને સંબંધે કહેલી વાત બાબત;

✤ જ્યારે કોઈ સવાલ સાહેદની ચાલચલણને હાનિ પો હોચાડીને તેની ઉપરનો ભરોશો નબળો થાય એવો છે એટલાજ સંબંધથી માત્ર લગતો જે સવાલ તેનો તેણે જવાબ આપ્યા પછી તેનું ખંડન કરવાનો પુરાવો ઘણું કરીને લેવામાં આવી શકાતો નથી. આ નિયમને કયા કયા અપવાદ છે?—દૃષ્ટાંતો આપો.

✤ જે સવાલ પુછવાની પરવાનગી પ્લીડરને આપવામાં નહીં આવે તે સવાલ જડજની નજરમાં આવે તો તેણે કયારે પુછવા?

✤ કઈ વાત વિદ્યમાન છે એવું અનુમાન કરવાનો અધિકાર કોરટને છે?

✤ કઈ કઈ જગાઓને સન ૧૮૬૬ નો મુંબાઈનો ત્રીજો આક લાગુ છે?

✤ ઢોરને ડબામાં રાખવાનો અધિકાર કયાં માણસોને છે અને તેઓ એમ કયારે કરી શકશે?

❖ લોકો એકઠા થઈને જાય ત્યારે તેઓએ કેમ એકઠા
થઈને જવું એ બાબત તથા રસ્તામાં બંદોબસ્ત રાખવા બાબત પોલીસને શા શા અધિકાર છે?

આ "લઘુ સવાલ સંગ્રહ" ટુંકા વખતમાં પુરો કરતાં, એટલું કેહેવું અગત્યનું છે કે, સને ૧૮૬૭ ની સાલથી તે, સને ૧૮૮૨ નાં સાલ સુધીનાં સવાલો જે કે મુંબઈ હાઈકોરટ તેમજ ડીસ્ત્રીકટ કોરટના વકીલોની પરીક્ષામાં આપાએલા હતા, તે સવાલ પત્રોમાંથી આ ગ્રંથને યોગ્ય રીતે ઉપયોગમાં આવે એટલાજ માત્ર સવાલો જુદા જુદા પ્રકરણ માટે ચુટી લઈ તરજુમો કરવામાં આવ્યો છે. આ પ્રમાણે કરવાથી ઘણું કરી ઘણો ભાગ આવી ગયો છે, માત્ર થોડાજ સવાલ જેવા કે રજીષ્ટરના કાયદાના તેમજ સ્ટાંપના કાયદાના તેમજ 'ઈકવીટીના' તથા 'ઈંગ્લીસ' કાયદાના તરજુમો નહી કરતાં છોડી દેવામાં આવ્યાછે. મુકી દીધેલા સવાલોને બદલે માજીસ્ટરેટની પરિક્ષાના સવાલઉમેરવામાં આવ્યાછે તથા તે ભાગ છેલા પ્રકરણમાં સામીલ કરી જુદાજ છપાએલા છે. વળી કાઠીયાવાડમાં થએલી વકીલની પરીક્ષાના સવાલ પણ જે વધારે ઉપયોગી માલમ પડયા તે, પણ આ ગ્રંથમાં સામીલ કરવામાં આવ્યા છે. આ પ્રમાણે કાયદા વિષય ઉપરની પ્રથક પ્રથક પરીક્ષાના સવાલો પ્રકરણવાર એકઠા કરવાથી એવુ બન્યું છે કે, એક વિષય ઉપરના એકજ ભાવારથ તથા જવાબ બતાવનારા પ્રશ્નો, એક કરતાં વધારે વાર તેજ પ્રકરણમાં આવ્યો છે, તે વાંચનારને સેજ માલમ પડી આવસે. આ ઉપરથી અભ્યાસિઓને માલમ પડસે કે સવાલ સંગ્રહ વાંચવાથી જે ફાયદો છે તે કાયદાના અભ્યાસમાં એક ઉગ્ર ટેકો આપનારો છે, તથા અભ્યાસ

ની જે જે ખામી હોય તે સુધારતા છે. જુવો, એકજ
જાતનો સવાલ ઘણી વખત જુદા જુદા રૂપે પુછવામા
આવેલા છે તથા કેટલાએક સવાલો તો, એક કરતા વધા
રે વાર પુછવામાં આવી ગયા છે, તે વારે એટલી વાત
સીદ્ધાંત થાય છે કે, જો સવાલનો મોટો સંગ્રહ વાંચ્યો હો
ય તો, તેમાંના ઘણા સવાલો ધારેલી પરીક્ષામાં આવીજ
વાથી ઘણા ફાયદા થાયછે તે અભ્યાસીઓ તેમજ બીજા
કાયદાના વિદ્યાર્થીઓ પોતેજ વિચારી લેસે એવી આશા
છે કેમકે, કાયદા વિષય ઉપરની તુલના તથા માહેતી મ
ળવવા તેઓ આકાંક્ષા રાખે છે.




આ બુકનાં પ્રુફશીટો ધરાકોની
ઉતાવળથી તેમજ કાઠીયાવાડની પરીક્ષાનો વખત ઘણો
નજદીક આવવાથી જોઈતો સગવડથી સુધારવા બન્યું ન
થી. તો આગળ પાછળના સંબંધ ઉપરથી ભુલ હોય તે
સુધારી વાંચવા ભલામણ કર છું.